૩૭૫



આયુર્વેદના વ્યવસાયને પોતાના પુરૂષાર્થ અને
અપૂર્વ ખંત વડે જેમણે વિકસાવ્યો છે
તે
ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી (અમદાવાદ)
ના
કાર્યકુશળ સંચાલક અને મ્હારા આત્મજન જેવા
પ્રિયભાઈશ્રી હિંમતલાલભાઈને
સપ્રેમ અર્પણ

નંદલાલ.

# પ્રસ્તાવના

વર્તમાન સમયમાં જાણ્યે અજાણ્યે સૌ કોઈના મગજમાં એક એવી માન્યતા બંધાઈ ગયેલી જણાય છે કે:—માનવ જાત અતિ પ્રાચીન સમયથી આજ સુધી ક્રમે ક્રમે વિકાસ પામતી આવી છે. ભવિષ્યમાં આ વિકાસ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો રહેશે! બીજી બાબતનો વિચાર કરવાનું આ સ્થાન નથી. પરંતુ અત્રે ફક્ત શારિરીક દ્રષ્ટિએ વિચારી જોતાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે કે:—આ માન્યતા સાવ પોકળ છે. સામાન્ય રીતે આપણાં બાળકોનું શરીર-બંધારણ જોતાં લાગશે કે તે આપણાં કરતાં નબળું છે. આપણા પોતાના કરતાં આપણા પિતા આપણી ઉમ્મરના હતા ત્યારે સારું આરોગ્ય ધરાવતા હતા તેવું જાણવા મળશે. અને જેમણે પિતામહ અને પ્રપિતામહના દર્શનનો લાભ મેળવ્યો હશે; તેઓ એ પણ જાણી શકયા હશે કે પોતાના પિતા કરતાં તેઓ શરીરે વધુ સુદ્રઢ અને સહનશક્તિ વાળા હતા. એથી વધારે ભૂતકાળમાં જતાં પ્રાચીન યોદ્ધાઓનાં બખ્તરો તથા શસ્ત્રો જોતાં તેમના શરીરોની લંબાઈ, પહોળાઈ, તથા સહજ રીતે વજન ઉંચકવાની તેમની શક્તિની કલ્પના કરતાં આપણે આશ્ચર્યમાં ડુબી જઈશું. માનવજાત દીન પ્રતિદીન અલ્પાયુ અને વામન બનતી જાય છે. આ પ્રત્યક્ષ હકીકત છે. આમ કેમ? તેનાં કારણો શોધીને જો તે દૂર કરવાનો મહાન પ્રયત્ન થાય તો જ આ સમસ્ત માનવવંશને લાગુ પડેલો ક્ષયરોગ મટે. સમસ્ત માનવ જાતની શારિરીક તેમજ માનસીક અવનતિ દૂર કરવા તો કોઈ યુગાવતારિ વિભૂતિ અથવા પ્રભુ જ સમર્થ છે. પરંતુ આરોગ્યનાશનાં કારણો જાણીને તે જેટલે અંશે દૂર કરવા વ્યક્તિગત પ્રયાસ થશે તેટલે અંશે જરૂર લાભદાયી નીવડશે તેમાં સંશય નથી જ.

ઉપરોક્ત કથનનો અર્થ એવો નથી કે શરીર-રક્ષાની દીશામાં અત્યારનો માનવી પ્રયત્નશીલ નથી. પ્રયત્ન તો અથાગ છે. પણ તે સાચી દીશામાં નથી. વિજ્ઞાન અને અનેકવિધ દવાઓની શોધખોળ

દીન પ્રતિદીન વધતી જતી હોવા છતાં, અને મોટાં મોટાં શહેરોમાં હોસ્પીટાલો અને દવાખાનાંઓ ડગલેને પગલે વધતાં જતાં હોવા છતાં રોગો અને રોગીઓ પણ વધતાં જ જાય છે. એનાં મુખ્ય કારણોમાં વર્તમાન સમયની સદોષ રહેણી કરણી ઉપરાંત આરોગ્ય રક્ષાના સામાન્ય જ્ઞાનનો પ્રજામાં સર્વથા અભાવ છે એ સ્પષ્ટ જણાશે.

સાધન સંપન્ન શ્રીમંત વર્ગ જરા જરામાં ડોકટરો કે વૈદ પાસે દોડે છે એ પણ બરાબર નથી. આપણી પાસે ધન હોય એટલા ખાતર આરોગ્ય રક્ષણનો બધો ભાર ડોકટરો કે વૈદો પર મૂકી દઈને આપણે ગમેતેમ સ્વચ્છંદ ન જ આચરી શકીએ. ને જો તેમ કરીએ તો ડોકટરો કે વૈદો કયાં સુધી તેનું નિવારણ કરી શકે? તે વિચારવા જેવું છે. પરિણામે આ વસ્તુ ચારિત્ર્ય હિનતાને પણ નોતરે તો નવાઈ પામવા જેવું નથી.

"લાંબા પાછળ ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય!" એ ન્યાયે શ્રીમંતોના સતત સંપર્કમાં રહેનાર તથા તેનું અનુકરણ કરનાર મધ્યમ વર્ગ આ બાબતમાં બહુ દુર્દશા ભોગવે છે. આ બાબતમાં આપણે એટલા બધા પરાધીન બની ગયા છીએ કે માંદા પડીએ ત્યારે દવાખાને દોડવા સિવાય બીજું કશું આપણને સુઝતું જ નથી. આપણે જોઈશું તો જણાશે કે શહેરોમાં તો ખાસ કરીને મધ્યમ વર્ગના કુટુંબોની આમદાનીનો મોટો ભાગ દવા અને ડોકટર તથા વૈદ્યો પાછળ ખર્ચાઈ રહ્યો છે.

કેળવણી પામેલા શ્રીમંત અને મધ્યમ વર્ગના લોકો પણ આરોગ્ય રક્ષા માટે આમ કેવળ પરાધીનતા ભોગવી રહ્યા છે. ત્યારે સર્વથા અજ્ઞાન અને સાધન હીન ગરીબોની, અન્ન અને પોષણના અભાવે રીબાતાં દરીદ્રોની સ્થિતિની તો કલ્પના પણ થઈ શકતી નથી. એમાં વળી અત્યારનું શીક્ષણ જ જાણે ધન પ્રાપ્તિની પૂર્વ તૈયારી રૂપ છે! વિદ્યાર્થી અને તેનાં વાલીઓ વિચારે છે કે 'છોકરો કઈ લાઈન લે તો સારું કમાઈ શકે?' આવાં માનસમાંથી નીપજેલા

કેટલા તબીબો સેવાભાવી અને નિર્લોભી નીવડે? તેનો વિચાર કરતાં અત્યારની આપણી દશાનો સાચો ખ્યાલ આવશે. શીક્ષણ મેળવવામાં આપણો ઉદ્દેશ ધન નહિ પણ જ્ઞાન મેળવવાનો જ હોવો જોઈએ. જ્ઞાન ભૂખ્યા મનુષ્યો જ સારા ચિકિત્સક તથા સેવાભાવી અને પરોપકાર બુદ્ધિવાળા નીકળે.

સદી-અરધી સદી પહેલાં જ, અક્ષરજ્ઞાન ભલે ઓછું હશે, પણ દરેક ગામ, અરે! લગભગ દરેક સંયુક્ત કુટુંબમાં ઓછું વધતું પણ આરોગ્ય અને ઘરગથ્થુ ઔષધીઓનું સાધારણ જ્ઞાન ધરાવનાર એકાદ વ્યક્તિ તો હતી જ. આટલાં દવાખાનાં અને આટલી અદ્યતન હૉસ્પીટલો ભલે ન હોતી. છતાં આપણું આરોગ્ય ધન એ વખતે અત્યારના કરતાં વધુ સમૃદ્ધ હતું. એ સર્વ કોઈના સ્વાનુભવની વાત છે. હજુ અલ્પાંશે પણ આ જ્ઞાન ગામડાંઓમાં છે ખરૂં.

આ વિષયમાં સવેળા દરેક જણ જાગે. અને સમજે કે ચારિત્ર્ય એ જ આયુષ્ય અને આરોગ્યનો પાયો છે. અને આપણા દેશની પ્રાચીન આયુર્વેદ (તેમજ યુનાની પણ) એટલી બધી તેજસ્વી અને મહાન વિદ્યા છે કે તેની અવનતિના આ સમયમાં પણ તે અત્યારે આ વિજ્ઞાન યુગમાંય વર્તમાન સાધનો કરતાં વધુ ઉપયોગી સાબીત થાય તેમ છે. તેનું ભુલાતું જ્ઞાન જનતામાં પાછું પ્રચાર પામે અને મધ્યમ તથા ગરીબ વર્ગના મનુષ્યોની કાંઈક સેવા થાય એવા હેતુથી આ પુસ્તક પ્રકાશનનો પ્રયાસ કરવામાં આવ્યો છે. તેનો જેટલો લાભ લેવાશે તેટલે અંશે તેની સાર્થકતા સિદ્ધ થશે.

આ પુસ્તકમાં જનકલ્યાણ અર્થે સ્વાનુભવનો અર્ક કશો ભેદ રાખ્યા વગર ખૂલ્લો મૂકી દેવામાં આવેલ છે.

મહાન આયુર્વેદાચાર્યોના કઠિન શાસ્ત્રીય ગ્રંથો લોકભોગ્ય નથી થઈ શકતા. સર્વ સાધારણ જન સમાજને તો આવાં સરલ અને

સ્વાનુભવસીદ્ધ પુસ્તકોની જ જરૂર છે. અને આ પુસ્તકમાં આવા દુર્લભ પુસ્તકોમાંનું જ્ઞાન માખણ રૂપે વલોવી તેને સહેલું સરળ અને લોકભોગ્ય બનાવવા અમોએ પુરતો પ્રયાસ કર્યો છે.

વાચક સમજી વિચારી જરૂર પડયે આ પ્રયોગોને અજમાવશે તો અવશ્ય સારો ફાયદો મેળવશે.

જડીબુટ્ટીઓના પ્રેમીઓ અને વિદ્વાનોને પણ આમાંથી નહિ ધારેલું મળી આવશે.

મધ્યમ તથા ગરીબ વર્ગના લોકોને તો આ પુસ્તક આરોગ્ય વિષયક ખાસ જરૂરીઆતો મફતમાં પુરી પાડનારૂં છે. એ શક વગરની વાત છે.

આમાંના લગભગ સર્વ ઉપાયો બે ચાર આનાનાં જ અને કેટલીક વાર તો તદ્દન મફતમાં મળી શકે તેવા છે. અને અસરમાં કાંઈ ન્યુનતાવાળા નથી. તે અનુભવસિદ્ધ હકીકત છે.

લગભગ નાના મોટા દરેક રોગોના સાદા સરલ અને તદ્દન સસ્તા ઈલાજો આમાંથી મળશે. તથા સમજીને અજમાવનારને ખાત્રી થશે કે તે અત્યારની ખર્ચાળ સારવાર તથા મોંઘા વિદેશી બાટલાઓ કરતાં આ પુસ્તકમાંનાં પ્રયોગોમાંની ઔષધિઓ કાંઈ ગુણમાં ઓછી ઉનરે તેમ નથી.

અલબત્ત દરેક જણ વૈદ્ય-ડોક્ટર બની શકતો નથી. અને વૈદ્ય ડોક્ટરની સલાહ તો જરૂર પરમોપકારક જ છે. છતાં જે રોગો સ્પષ્ટ ઓળખાઈ ચૂકેલા છે. પ્રાણઘાતક નથી છતાં ઉપદ્રવ રૂપ છે. તેના સંજોગોમાં વિના કારણ ખર્ચમાં ન ઉતરતાં આવા ઈલાજો દ્વારા રોગ મૂક્ત થવું શું ખોટું છે? અને દ્રવ્યના અભાવે રોગીને. રોગી રહેવું પડે તેવી શોચનીય સ્થિતિમાં તો આ પુસ્તકમાંના પ્રયોગો, મોંઘી સારવારને પણ ટક્કર મારે તેવો લાભ દર્દીને આપી શકે તેવા છે. તે જ આ પુસ્તકની સર્વોપયોગીતા છે.

ધનનું બધું જોર અજમાવીને નિરાશ થએલા શ્રીમંત દર્દીઓ માટે પણ આ પુસ્તકમાં આશાનો સંદેશ છે! આ શબ્દો વાંચીને તેનો બરાબર અર્થ સમજનાર સજ્જનો આવાં પુસ્તકોનું યથાર્થ મૂલ્યાંકન કરી શકશે.

જડીબુટ્ટીઓના શોધકોને સમય, શક્તિ, અને દ્રવ્યના કાંઈ પણ ખર્ચ વિના આમાંથી અમૂલ્ય માર્ગદર્શન મળી શકે તેમ છે.

ધંધાદારી તબીબોને પણ આ પુસ્તક અત્યંત ઉપયોગી નીવડશે તેવી અમારી શ્રદ્ધા છે;

અંતમાં હંમેશાં માનવ જીવનમાં ઉપયોગી અને આદર્શ સંસાર રચવામાં મદદરૂપ થનારાં સાહિત્યને શોધી શોધીને પ્રકાશિત કરવાની મહેનત કરનારા અમારા પ્રકાશક મિત્ર ભાઈશ્રી નંદલાલ ઠક્કરે આ ઉપયોગી પુસ્તકના પ્રકાશનને જે સુંદર સ્વરૂપ આપ્યું છે અને ગ્રન્થને શુદ્ધ સ્વરૂપે મુદ્રીત કરવામાં જે પરિશ્રમ ઉઠાવ્યો છે તેમના પણ અમો અત્યંત આભારી બન્યા છીએ.

**વૈદ્ય ત્ર્યંબકરાય માધવરાય ત્રિવેદી.**
**(સંચાલક : શ્રી સિદ્ધ ઔષધાલય : મલાડ)**
**હકીમસાહેબ ગરીબશા બાપુશા**
વેરાવળ (સૌરાષ્ટ્ર)



# અનુભવસિદ્ધ ઔષધિઓની

# અનુક્રમણિકા

## સ્થાન ૧ લું




| પ્રયોગોનો ક્રમ | પાના નંબર |
|---|---|
| ૧ થી ૧૦ ગરમીથી થતી મસ્તીક પીડા. | ૧ |
| ૧૧ થી ૧૮ શરદીથી થતી મસ્તક પીડા. | ૨ |
| ૧૯ થી ૨૨ દરેક જાતનો માથાનો દુખાવો. | ૩ |
| ૨૩ થી ૨૬ જાદુઈ ગોળીઓ. | ૩ |
| ૨૭ થી ૩૫ આધાશીશી. | ૪ |
| ૩૬ થી ૩૮ જંતુના કારણે શીરદર્દ. | ૫ |
| ૩૯ થી ૪૩ સન્નિપાતીક (ત્રિદોષજન્ય) શીરદર્દ. | ૬ |
| ૪૪ થી ૫૪ ઉન્માદ–પાગલપણું. | ૬ થી ૭ |
| ૫૫ થી ૫૮ બ્લડ પ્રેશર–મગજ પર લોહીનું દબાણ. | ૮ |
| ૫૯ થી ૭૮ અપસ્માર, મૃગી, વાઈ, હીસ્ટીરીયા, ફેફરું, ફીટ | ૮ થી ૧૦ |
| ૭૯ થી ૮૩ મૂર્છા–બેહોશી. | ૧૧ |

## સ્થાન ૨ જું






## સ્થાન ૩ જું



## સ્થાન ૪ થું






## સ્થાન ૫ મું



## સ્થાન ૬ હું






## સ્થાન ૭ મું



## સ્થાન ૮ મું



## સ્થાન ૯ મું






## સ્થાન ૧૦ મું



## સ્થાન ૧૧ મું



## સ્થાન ૧૨ મું

## સ્થાન ૧૩ મું



## સ્થાન ૧૪ મું



## સ્થાન ૧૫ મું

## ઝેર-અતેતેના ઉપચારો

## સ્થાન ૧૬ મું



આયુર્વેદનું અમૃત

# અનુભવસિદ્ધ જડીબુટ્ટીઓ

યાને

## આયુર્વેદ–યુનાની હિકમત સંગ્રહ



મસ્તકથી પગ સુધીના અંદરના તથા બહારના રોગો માટે અનુભવસિદ્ધ છતાં સરલ પ્રયોગો.



સ્થાન ૧ લું




### ગરમીથી થતી મસ્તકપીડા માટે

૧ કોઈ પણ કારણથી થતી મસ્તકપીડા દૂર કરવા પ્રથમ. હંમેશાં પેટ સાફ રાખવું, કબજીયાત થવા દેવી નહિ.

૨ લીમડાનાં પાન બારીક લસોટીને કપાળ પર લેપ કરવાથી ગરમીને લીધે થયેલો માથાનો દુખાવો મટે.

૩ દૂધીની છાલ બારીક વાટીને લગાડવાથી પણ તે જ ફાયદો થાય.

૪ કાગદી લીંબુનો રસ કાઢી, ગરમ કરી, કાનમાં ટીપાં પાડવાથી ગરમીથી થયેલો માથાનો દુખાવો નાબૂદ થાય.

૫ બનફશાનાં પાન વાટી ગરમ કરી કપાળ પર લેપ કરવાથી શાંતિ થાય.

૬ ગાયના દહીંમાં ધાણા વાટી માથા પર લેપ કરવાથી આરામ થાય.

૭ સુખડ ઘસીને લેપ કરવાથી પણ સારો ફાયદો થાય છે.

૮ દશાંગ લેપ ગુલાબજળ અથવા પાણી સાથે મેળવી લગાડવાથી મસ્તકપીડા શાંત થાય.

૯ ભાંગરાનો રસ દૂધ સાથે મેળવી કાનમાં ટીપાં નાખવાથી સર્વ મસ્તકરોગોમાં લાભ થાય.

૧૦ લીલા ધાણા–કોથમીર વાટીને લેપ કરવાથી ગરમીનો દુખાવો શાંત થાય.

શરદીથી થતી મસ્તકપીડા માટે

૧૧ નવસાર અને કલૌંજી બે બે રતી પાણીમાં વાટી થોડુંક ગાયનું દૂધ મેળવી નાકમાં ટીપાં પાડવાથી શરદીની મસ્તકપીડા મટે.

૧૨ કાળાં મરી વાટી પાણી નાખી ગરમ કરી લેપ કરવો. તેવી જ રીતે સૂંઠ અને લવીંગનો ઉપયોગ પણ ફાયદાકારક છે.

૧૩ સરગવાનાં પાન વાટી લેપ કરવાથી શરદીનું દર્દ મટે.

૧૪ તજનો ઉકાળો પીવાથી માથાનું દર્દ મટે.

૧૫ સરસવ વાટી લેપ કરવાથી શરદીનું મસ્તકશૂળ મટે.

૧૬ નવસાર અને ચૂનો મેળવી કપડામાં બાંધી સૂંઘવાથી રાહત થાય.

૧૭ કાયફળ વાટી તેલમાં કકડાવી, ગાળીને તે તેલનું માલીશ કરવાથી શિરોવેદના, સાયાટીકા ને સંધીવા પણ મટી શકે.

૧૮ નવસાર તોલો ૦ાા તથા કપૂર બેઆનીભાર વાટીને સૂંઘવાથી તીવ્ર પીડા મટે.

દરેક જાતના માથાના દુખાવા માટે

૧૯ નવસાર તોલો ૧ વાટી બે તોલા પાણીમાં મેળવી બાટલીમાં રાખો. જરૂર વખતે કાનમાં ટીપાં નાખવાથી સર્વ પ્રકારની શિરોવેદના શાંત થાય.

૨૦ એરંડાની જડને પાણીમાં ઘસી લેપ કરવાથી શાંતિ થાય.

૨૧ એરંડાનાં પાન તપાવી આખા માથા પર લગાવી કપડું બાંધી દેવાથી સારો ફાયદો થાય.

૨૨ સર્પની કાંચળી ઝીણી વાટી બે રતી–પ્રમાણ પતાસા સાથે ખાઈ ઉપર પાણી પીવાથી જૂનો મસ્તકરોગ પણ મટે.

૨૩ જાદુઈ ગોળીઓઃ–ધંતૂરાનાં બીજ તોલો ૧, રેવંચીની તોલા ૪, સૂંઠ તોલા ૨ લઈ તેમાં થોડોક બાવળનો ગુંદર મેળવી પાણી અથવા મધમાં મરી–પ્રમાણ ગોળીઓ બનાવી લેવી. રાત્રે સૂતી વખતે ૧ થી ૨ ગોળી પાણી સાથે લેવાથી માથાનું દર્દ, આધાશીશી, ઉધરસ, દમ, તાવ તથા હાંફણ વગેરેમાં સારો આરામ આપે.

૨૪ ધંતૂરાનાં પંચાંગનો ક્ષાર બે ગ્રેન દૂધની મલાઇ સાથે સવારે તથા સાંજે બે વખત સેવન કરવાથી માથાનું દર્દ, તાવ, સંધીવા, આધાશીશી, વગેરે મટાડી, વીર્ય ઘટ્ટ કરી પુરુષત્વ આપે.

૨૫ ફુલાવેલી લાલ ફટકડી એક તોલો, એલચીનાં બીજ એક તોલો, બન્ને ઝીણાં વાટી વસ્ત્રગાળ કરી બેઆનીભાર પાણી સાથે લેવાથી મસ્તકપીડા મટે.

૨૬ જૂની ઇંટને ખાંડી વસ્ત્રગાળ કરી તેને આકડાના દૂધમાં ભીંજવી સુકાવી લેવી. આવા એક તોલો ઇંટના ચૂર્ણમાં સાત લવીંગ સારી રીતે મેળવી દેવાં. સૂંઘવાથી માથાનું દર્દ, આધાશીશી, સળેખમ મટે, દાઢની પીડામાં મૂકવાથી આરામ આપે.

આધાશીશી

૨૭ નવસાર તોલો ૧ લઇ માટીના કોડિયામાં અગ્નિ ઉપર મૂકી, સારી પેઠે તપાવવો. બાદ બેઆનીભાર ગેરૂ મેળવી, નીચે ઉતારી ઠંડું થયા બાદ વાટીને સૂંઘવાથી, છીંકો આવી મગજમાંની ખરાબી નીકળી જશે ને આરામ થશે.

૨૮ અરીઠાંને પાણીમાં ભીંજવી, નીચોવી તેનો રસ સૂંઘવાથી આધાશીશી મટે.

૨૯ વહેલી સવારે કોપરૂં અને ગોળ ખાવાથી આધાશીશી મટે, ઉપર દૂધ પીવું.

૩૦ એક તોલા કાયફળ સાથે ચાર રતી પોટાસ પરમેંગેનેટ મેળવી બારીક ઘૂંટીને તેની એક ચપટી સૂંઘવાથી, ખુબ છીંકો આવીને આરામ થાય.

૩૧ એક તોલા પાણી સાથે બે રતી જમાલગોટાનો (નેપાળાનો) મગજ બારીક વાટી દર્દની સામી બાજુના કાન પાછળ લેપ કરવાથી આરામ થાય. ચામડી પર બળતરા થાય તો લેપ કાઢી, ધોઈ ને ત્યાં ઘી લગાવવું.

૩૨ ખારેક નંગ ચાર અરધો શેર દૂધમાં ઉકાળવી. અરધું દૂધ રહે ત્યારે ખારેક ખાઈ ઉપર દૂધ પી જવું. આ પ્રયોગ વહેલી સવારે કરવો. આરામ થશે.

૩૩ કાળાં મરી તથા કપૂર પાણીમાં વાટી એક ટીપું નાકમાં નાખવાથી આધાશીશી મટે. અંદર બળતરા થાય તો ઘી સૂંઘવું.

૩૪ આકડાના મૂળની સૂકી છાલ, ઇલાયચી અને કપૂર ખાંડી, ચાળીને સૂંઘવાથી આધાશીશીમાં આરામ મળે છે.

૩૫ આકડાનાં પાકેલાં પીળાં પાન લાવી ઘી ચોપડી, અગ્નિ પર શેકી લઈ નીચોવી રસ કાઢવો. તેનાં એક બે ટીપાં નાકમાં નાખવાથી આધાશીશી મટે. ચત્તા સૂઈને બરાબર ટીપાં પાડવાં.

જંતુના કારણે શિરદર્દ હોય ત્યારે

૩૬ લીંબોળીના તેલનાં ટીપાં રાત્રે નાકમાં પાડી સૂઈ જવું.

૩૭ નાકમાંથી લોહી પડે તથા સાથે જીવાત જોવામાં આવે ત્યારે શિકોતરી એળીઓ ચણોઠી જેટલો લઈ પાણીમાં વાટી નાકમાં ટીપાં પાડવાથી જંતુઓ નાશ પામી આરામ થશે.

૩૮ કરંજનાં પાન સુકાવી ચૂર્ણ બનાવી સૂંઘવાથી જંતુઓનો નાશ થશે, તથા દર્દ શાંત થઈ જશે.

સાન્નપાતની ( ત્રિદોષજન્ય ) સ્થિતિમાં

૩૯ માણસના વાળની રાખ સરકા સાથે મેળવી કપાળ પર લેપ કરવો.

૪૦ મરેઠી એક તોલો બારીક વાટી ત્રણ તોલા સરકામાં મેળવી કપાળ પર લેપ કરવાથી સન્નિપાત મટે.

૪૧ ઇંદ્રવર્ણાનો ગર્ભ વાટીને સુંઘાડવાથી સન્નિપાતિક શિરદર્દ મટે.

૪૨ કૂકડાનું લોહી મગજ પર ઘસવાથી અને આખા કૂકડાનું પેટ ચીરી મસ્તક પર બાંધી રાખવાથી સન્નિપાત-જન્ય દર્દ મટે.

૪૩ જંગલી કાંદો બારીક વાટી સરકામાં મેળવી તાળવા પર લેપ કરવાથી સન્નિપાત મટી જાય.

ઉન્માદ–પાગલપણું

૪૪ ફક્ત કલીંગર અથવા પાકેલાં ચીભડાં દર્દીને ખાવા આપવાથી આરામ થવા સંભવ છે.

૪૫ બનફશાનાં ફૂલ પાણીમાં ઉકાળીને તે પાણીથી ભીંજા-વેલું કપડું માથાપર રાખી મૂકવાથી ઉન્માદ શાંત થાય.

૪૬ બનફશાનાં ફૂલ સ્રીના દૂધમાં વાટીને તાળવા પર લેપ કરવાથી અને નાકમાં ટીપાં પાડવાથી ગાંડપણુ મટે.

૪૭ માણસના વાળની રાખ ગુલાબના અત્તરમાં મેળવી નાકમાં ટીપાં પાડવાથી ગાંડપણુ મટે.

૪૮ અરીઠાના મગજની ( બીજની ) કાળી છાલ અંગુરના સરકા સાથે પીસીને માથાપર લેપ કરવાથી ફાયદો થાય.

૪૯ બાફેલા ઈંડાનો સફેદ ભાગ સવારમાં ખાવા આપવાથી ગાંડપણ મટે.

૫૦ ફક્ત એક ચોખાભાર અફીણ રોજ જવની કાંજીમાં મેળવીને પાવાથી ઉન્માદરોગ મટે.

૫૧ બકરીના દૂધમાં બે તોલા સાકર અને ૦॥ તોલો ખાકસી મેળવી સવારે પીવા આપવાથી પાગલપણું જાય.

૫૨ **બ્રાહ્મીઘૃતઃ**–બ્રાહ્મીનો રસ તોલા ૪૦, ઘી તોલા ૪૦, ઘોડાવજ, ઉપલેટ અને શંખાવલી દરેક તોલા બે લઈ તેનું ચૂર્ણ કરી, એ બધું એકત્ર કરી ઘી સિદ્ધ કરવું, તથા રોજ સવારમાં તે ૧ તોલા પ્રમાણ ચાટી ઉપર થોડું દૂધ પીવા આપવું. આથી સંધિવાત, વિસ્ફોટક, વાતરક્ત, ગાંઠ, ઉન્માદ અને અપસ્મારની શાંતિ થાય.

૫૩ **બ્રાહ્મીક્વાથઃ**–બ્રાહ્મી, ઘોડાવજ, શતાવરી, ત્રિફલા, કડુ, ખપાટ, ગરમાળો, કરિયાતું, લીમડો, કડવાં પરવળનાં પાન, કાળી દ્રાક્ષ અને દશમૂળ, એ સર્વ સમભાગ લેવાં તથા ખાંડી જવકૂટ કરી લેવાં. આ ભૂકો તોલા ૨ લઈ ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ગાળી તેના ૪ ભાગ કરવા અને દર ત્રણ કલાકે એકેક ભાગ આપતા રહેવું. આથી ઉન્માદ ચિત્તભ્રમ, તથા સંન્નિપાતજ્વર મટે.

૫૪ શંખાવલીનો રસ તોલા ૨॥ તથા ઉપલેટનું ચૂર્ણ વાલ ૪ મેળવી સવારમાં પાવું. ઉન્માદ મટે.

બ્લડપ્રેશર-મગજ પર લોહીનું દબાણ . .

૫૫ આમળાંનો રસ તથા સાકર સવારમાં પીવું અથવા લાંબો વખત ચ્યવન પ્રાશાવલ્લેહનું સેવન કરવું.

૫૬ ચંદન તથા ગુલાબનું શરબત ફાયદાકારક છે.

૫૭ ગુલકંદ રોજ ઉચિત પ્રમાણમાં ખાઈ ઉપર ગરમ દૂધ પીવું.

૫૮ સર્પગન્ધાનું ચૂર્ણ રતી ૫ થી ૧૦, ૫ નંગ એલચી તથા ૫ નંગ કાળાં મરીનું ચૂર્ણ કરી ત્રણે વસ્તુ ૫ તોલા ગુલાબજળમાં ૩ કલાક ભીંજાવી રાખી તેમાં ૧ાા તોલો સાકર નાખી ઠંડાઈ જેવું બનાવીને દરદીને સવારે તથા રાત્રે સૂતી વખતે પાવું. અનિદ્રા, હિસ્ટીરિયા, અપસ્માર, ગાંડપણ તથા બ્લડપ્રેશર-લોહીના દબાણ માટે સર્વોત્તમ ઇલાજ છે. સર્પગન્ધાનું ચૂર્ણ વધારે નાખવું નહિ.

અપસ્માર, મૃગી, વાઈ, હીસ્ટીરિયા, ફેફરું, ફીટ

૫૯ અરીઠાનો રસ બેઆનીભાર ઉપરોક્ત રોગીઓને પાવાથી શાંતિ થાય.

૬૦ બનફ્શાની જડનું ચૂર્ણ પાણી સાથે લેવાથી ફાયદો થાય.

૬૧ સાબરશૃંગની ભસ્મ રતી ૫, મધ અથવા ઘીમાં સવાર સાંજ બે વાર ચાટીને ઉપર દૂધ પીવાથી સારો ફાયદો થાય, ઓછામાં ઓછું એકાદ માસ આ પ્રયોગ કરવો જોઇએ.

૬૨ પ્રવાલકાંડીને સારી રીતે ગરમ કરી બેઉ આંખની વચ્ચે

૭૨ ભાંગરાના રસ સાથે સમભાગ બકરીનું દૂધ મેળવી તેનાં ટીપાં નાકમાં રોજ પાડવાથી વાઈ મટી જાય.

૭૩ વીંછીની ભસ્મ બનાવી જરા સુંઘાડવાથી દરદી તુરત હોશમાં આવે. એમ સૂંઘાડતા રહેવાથી વાઇ મટે.

૭૪ બેઠી ભોંયરીંગણીનો રસ નાકમાં ટીપાં પાડવાથી વાઈ વગેરે જાય.

૭૫ રતનજોતને ઝીણી ખાંડી ચાળીને નાકમાં ભૂંગળી બનાવી ફૂંકવાથી ફાયદો થાય.

૭૬ કાચબાનું લોહી, જવનો લોટ તથા મધ સમભાગ લઈ, મરી બરોબર ગોળી બનાવી સવાર સાંજ એક એક ગોળી લેવાથી વાઈ, અપસ્માર વગેરેથી મુક્તિ મળે.

૭૭ નવા ઉગતા હાથલિયા થૂવરમાં, કપડાની પોટલીમાં બાંધીને પાંચ તોલા મરી અથવા લવીંગ, થૂવરને કોચીને અંદર નાખી દેવા, તથા થૂવરની ડગળીથી બંધ કરી તે છ માસ રહેવા દેવું. પછી તે કાઢીને દરરોજ એકેક સુંઘાડીને ખવરાવી દેવું. આનાથી વાઈ, અપસ્માર વગેરે અવશ્ય મટે.

૭૮ શતાવરી, શંખાવળી, વગેરેના ચૂર્ણ તથા બદામ વગેરે પૌષ્ટિક ચીજોનું દૂધ સાથે સેવન રાખવાથી સારો ફાયદો થાય.

## મૂર્છા, બેહોશી

૭૯ અરીઠાં પાણીમાં ભીંજાવી, મસળી તે પાણીનાં ટીપાં નાકમાં નાખવાથી મૂર્છા ઉતરે.

૮૦ નવસાર, અથવા નવસાર ને ચૂનાનું મિશ્રણ સુંઘાડવાથી હોશ આવે.

૮૧ કાળાં મરી, ઈંદ્રિવણુનિ ગર્ભ, કંપૂરકાચલી સમભાગ ઝીણું વાટીને સુંઘાડવાથી બેહોશી જાય. ઉપરની ચીજોમાંથી જે હાજર હોય તેનો એકનો જ ઉપયોગ કરવાથી પણ ફાયદો થાય.

૮૨ મરેઠીને નરગીસના તેલ સાથે લસોટી નાકમાં ટીપાં પાડવાથી હોશ આવે.

૮૩ કાળાદાણા તથા તગર સમભાગ લઇ, ખાંડી, ચાળી, મરીપ્રમાણ ગોળી બનાવીને, અથવા તેટલા પ્રમાણથી પાણીમાં ઘોળીને ખવરાવી દેવી. દરદીના દાંત બંધ હોય તો ઉપર મુજબ પાણીમાં દવા ઘોળીને દાંત તથા તાળવા પર ઘસવી તથા લેપ લગાડી રાખવો, દરદીની બેહોશી દૂર થશે.

## સ્થાન ૨ જું



# આંખના રોગો
## અને તેના ઉપચારો

દુઃખતી આંખો માટે

૮૪ ઇસબગોલ (ઓથમી જીરૂ) પાણીમાં ભીંજવી રાખી તેનો ચીકણો રસ આંખ પર લેપની જેમ લગાડવાથી દુઃખતી આંખ મટે.

૮૫ સફરજન વાટી, પીસી તેનો કલ્ક આંખ પર બાંધીને સૂઇ જવાથી દુઃખતી આંખોને આરામ થાય.

૮૬ ગોખરૂને પાણીમાં લસોટી મસ્કા જેવાં બનાવી તેની થેપલી આંખ પર બાંધે તો દુઃખતી આંખ સારી થાય. લીલાં ગોખરૂ વધુ લાભકારી છે. ગોખરૂનાં પાન પણ એવો જ ફાયદો આપે.

૮૭ બકરીના દૂધમાં રસવંતી વાટીને આંખમાં તેનાં ટીપાં પાડવાથી ગરમીને લીધે દુઃખવા આવેલી આંખ સારી થાય. સાથે જો ખટકો તથા પીડા હોય તો થોડું ચોખાભાર અફીણ મેળવીને ટીપાં પાડવાં.

૮૮ જે તરફની આંખ દુઃખતી હોય તેથી વિરૂદ્ધ બાજુના પગના અંગુઠા પર આકડાનું દૂધ લગાડવાથી આંખનો દુઃખાવો મટે. બેઉ આંખો દુઃખતી હોય તો બન્ને પગના અંગુઠા પર આકડાનું દૂધ લગાડવું.

આંખમાં પરવાળાં–પક્ષ્મરોગ

૮૯ માજુફળને રજ માફક પીસીને આંખમાં આંજવાથી પરવાળાં મટે.

૯૦ આમળાંને ગુલાબજળમાં એક દિવસ ભીંજવી, ગાળી આંખમાં તેનાં ટીપાં પાડવાથી પરવાળાં મટે.

૯૧ ગુલાબજળમાં થોડુંક કપૂર મેળવી આંખમાં તેનાં ટીપાં પાડવાથી પણ પરવાળામાં આરામ થાય.

૯૨ માણસના વાળને બાળી સારી રીતે લસોટી તે રાખને આંખમાં આંજવાથી પરવાળા મટે છે.

૯૩ સફેદ ફટકડી તોલા પાંચ લઈ લોઢાના સાફ વાસણમાં મૂકી અગ્નિ પર રાખી તેનો રસ કરવો પછી તેમાં સોનાગેરૂ તોલો ૧ મેળવી લાકડાના દંડાથી અથવા લીમડાના દંડાથી હલાવી એકરસ કરી ઉતારી લેવું. ઠંડું થયેથી ઘસાય નહિ તેવા પથ્થરની ખરલમાં અતિ-સૂક્ષ્મ થાય ત્યાં સુધી ૬ કલાક ઘૂંટવું. તથા સાફ બાટલીમાં ભરી મૂકવું. પછી પરવાળાં એટલે પાંપણમાં અંદર વળેલા જે વાળ ઉગી નીકળે છે તે સાવધાનીથી નાના ચીપીયા વડે ખેંચી લેવા. તથા ઉપરોક્ત દવા એક રતી રાત્રે આંજવી, દવા આંજીને સૂઈ જવું. અથવા અરધો કલાક આરામ લેવો. આ પ્રમાણે ઉગી નીકળતા વાળ દર અઠવાડિયે ખેંચાવી દવા આંજવાનું એથી ત્રણ માસ ચાલુ રાખવાથી પરવાળાં ઓપરેશન વગર નાબૂદ થઈ જશે.

આંખમાં અંજનનામિકા-આંજણી

૯૪ હળદર તથા લવીંગ પાણીમાં લસોટીને ગરમ કરી આંજણી પર બહારથી લગાડવાથી આંજણી મટે.

૯૫ રસવંતી તથા ગેરૂ સમભાગ લઇ ખસખસનાં પોસ્તના ઉકાળામાં મેળવી બહારથી આંજણી પર લેપ કરવાથી આરામ થાય.

૯૬ રસાંજન, સૂંઠ, મરી, પીપર, સાફ કરી ખરલમાં અત્યંત સૂક્ષ્મ ઘૂંટી સોગઠી બનાવી સુકાવી લેવી તથા સ્વચ્છ પાણીનાં ટીપાં નાખી ઘસીને આંખમાં આંજવું. તથા બહારથી પણ લગાડવું. આ ઉપાયથી કંડુ અને પાકયુક્ત આંજણીનો પણ નાશ થાય છે. આંખના બીજા રોગોમાં પણ ફાયદો કરે છે, આંખમાં અંજન સ્વલ્પ કરવું.

આંખમાં કાચબિંદુ-મોતીયો

૯૭ મોતિયો મટાડનાર કાજળ-કીંદરૂ બારીક વાટી, તલના તેલમાં મેળવીને એક કપડાના કકડા પર લગાડી તેની વાટ કરવી તથા તેને સળગાવીને કાજળ પાડવું તે કાજળના અંજનથી મોતિયો મટે.

૯૮ સફેદ ચણોઠી કાગદી લીંબુના રસમાં ઘસીને અંજન કરવાથી મોતિયો નાબૂદ થાય.

૯૯ મરી ૧॥ માસા, લીંડીપીપર ૦। તોલો, સમુદ્રફીણ ૦। તોલો, સિંધવ ૧॥ માસો અને સુરમો ૨। તોલા, એકત્ર કરી બારીક ખરલ કરી ભરી લેવું. આ પૂર્ણાંજન સર્વ રોગોમાં હિતકર છે.

૧૦૦ આમલીના પાનનો રસ તોલા ૧૦ કાઢીને જસતના પાત્રમાં નાખી, લીમડાના દંડાને તળિયે ત્રાંબાનો પૈસો જડી લઈ, તેનાથી ઉપરોક્ત રસ ઘટ્ટ થઈ જાય ત્યાં સુધી ઘૂંટવો. બાદ રોજ થોડું થોડું બકરીનું તાજું દૂધ નાખી ૪૦ દિવસ સુધી ઘૂંટતા રહેવું. સારી રીતે ઘટ્ટ બનવું જોઈએ. પછી સ્વચ્છ બાટલીમાં ભરી સવારસાંજ સળી વડે અંજન કરવું. મોતિયો મટશે.

૧૦૧ ઇંગોરિયાનો રસ બે ભાગ તથા અફીણ ૧ ભાગ બેઉને ખૂબ ઘૂંટી ગોળી બનાવી લેવી. ઘસીને રોજ આંજવાથી મોતિયો મટે.

આંખમાં ફૂલાં

૧૦૨ રાયણનાં બીજ પાણીમાં અતિ સૂક્ષ્મ વાટી લગાડવાથી ફૂલ મટે.

૧૦૩ સિંધવ રજ માફક વાટીને અંજન કરવાથી ફૂલું મટે. અન્ય રોગોમાં પણ હિતકર છે.

૧૦૪ સાબરશૃંગની સારી રીતે બાળીને બનાવેલી ભસ્મને લીંબુના રસમાં ઘૂંટી અંજન કરવાથી આંખનાં ફૂલાં, રતાશ, પરવાળાં, તાપોડિયાં, છારી વગેરે આંખના રોગો મટે.

૧૦૫ આકડાની જડ અતિ સૂક્ષ્મ વાટીને સળી વડે અંજન કરવાથી ફૂલ મટે.

૧૦૬ કાંદાના રસનાં ટીપાં નાખવાથી પણ ફૂલામાં ફાયદો થાય.

૧૦૭ રીંગણના મૂળને પાણીમાં ઘસી, કચરો ન આવે તે તપાસી, અંજન કરવાથી ફૂલામાં ફાયદો થાય.

૧૦૮ હીમજ તથા સાકર સમભાગ લઈ બકરીના દૂધ સાથે ૧૬ પ્રહર ઘૂંટીને સોગઠી બનાવી સૂકાવી લેવી. પછી હમેશાં મટે ત્યાંસુધી બકરીના દૂધમાં અગર પાણીમાં ઘસી અંજન કરવાથી ફૂલપડળનો નાશ થાય છે. અને દૃષ્ટિનું તેજ વધે છે. આ ઉત્તમ ઉપાય છે.

આંખે ઝાંખ, રતાંધળાપણું, ઝખમ વગેરે

૧૦૯. લીલી વરિયાળીનો રસ અને મધ સમ ભાગે મેળવી અંજન કરવાથી રતાંધળાપણું મટે.

૧૧૦ વરિયાળી તથા કાંદાના રસમાં મધ મેળવી અંજન કરવાથી પણ રતાંધળાપણું મટે.

૧૧૧ ધોળી સાટોડીનાં મૂળને તલના તેલમાં ઘસીને આંજવાથી રતાંધળાપણું મટે.

૧૧૨ મુખમાં કોગળો ભરી, ઠંડું પાણી આંખમાં છાંટવાથી આંખો નિરોગી રહે.

૧૧૩. ત્રિફળા ચૂર્ણ રોજ રાત્રે ઘી-સાકર સાથે ખાઇ, ઉપર દૂધ. પીવાથી આંખના સર્વ રોગો મટાડે.

૧૧૪. ખાખરાના મૂળનો અર્ક આંખ માટે જગપ્રસિદ્ધ છે. લાંબો સમય વાપરવો. અરીઠાંને પાણી સાથે વાટીને નીચોવી રસ કાઢી તેના ટીપાં પાડવાથી રતાંધળાપણું મટે.

૧૧૫ આદુના રસનું એક ટીપું આંખમાં નાખવાથી રાત્રે ન દેખનારની આંખો સુધરે.

૧૧૬ ફૂલાવેલું શુદ્ધ મોરથુથુ સાત દિવસ, વરિયાળી એક

રાત ભીંજાવી રાખેલા પાણીમાં ઘૂંટીને અરધા ચોખા પ્રમાણ અંજન કરવાથી ફૂલું, ઝાંખ વગેરે ઘણા રોગોમાં ફાયદો કરે છે.

દૃષ્ટિદોષ, દુખાવો વગેરે માટે

૧૧૭ અરડૂસાનાં પાન વાટી થેપલી બનાવી ત્રણ દિવસ આંખો પર બાંધવાથી આંખો દુખતી મટે.

૧૧૮ લીલા ધાણા ( કોથમીર ) અથવા બાવળ કે દાડમડીનાં લીલાં પાન વાટી તેની થેપલી આંખો પર બાંધી સૂઈ જવાથી ફાયદો થાય.

૧૧૯ ભોંપાથરી અથવા મેંદીનાં લીલાં પાન વાટી થેપલી બનાવી બાંધવાથી ઉપર મુજબ દુખતી આંખો મટે છે.

૧૨૦ સરગવાનાં લીલાં પાનનો રસ કાઢી તેમાં મધ મેળવી આંખમાં આંજવાથી આંખના સર્વ રોગો મટે.

૧૨૧ સરસીયું તેલ લઇ તેનાં કાનમાં ટીપાં પાડવાથી દુખતી આંખો મટે.

૧૨૨ ધંતૂરાનાં પાનનો રસ કાઢી દુખતી આંખથી વિરૂદ્ધ બાજુના કાનમાં ટીપાં પાડવાથી દુખતી આંખ મટી જાય. બેઉ આંખો દુખતી હોય તો બન્ને કાનમાં ટીપાં પાડવાં.

૧૨૩ ઇંગોરીયાનો મગજ પાણીમાં ઘસીને લગાડવાથી ઝાંખ મટે.

**૧૨૪ આંખના સર્વ રોગો મટાડનાર સુરમો :—** લીમડાનાં ફૂલ અને સુરોખાર બન્ને દવા સમાન વજને

લઈ રજ સમાન ઝીણું ઘૂંટીને અંજન કરવાથી સર્વ રોગ મટે.

**આંખમાં ઝખમ**

૧૨૫ સર્પની કાંચળી બાળીને ઝખમ પર લગાડવાથી ફાયદો થાય.

૧૨૬ કડવા તૂરિયાનો રસ આંખના ઝખમ પર લગાડવાથી પણ ઉપર મુજબ ફાયદો થાય.

૧૨૭ દાડમની છાલ અત્યંત સૂક્ષ્મ પીસીને અંજન કરવાથી આંખનો ઝખમ મટી જાય છે.

**આંખને માટે અદ્‌ભુત ફલદાયી ચૂર્ણ :—**

૧૨૮ હરડે, બહેડાં, આમળાં, તજ, જેઠીમધ, મહુડાનાં ફૂલ, એ સર્વ સમભાગ લઈ ચૂર્ણ કરી તે ઘી અને મધ વિષમભાગે લઇ તેમાં ખાઇને ઉપર દૂધ પીવું. ચૂર્ણ રાત્રે લેવું. આ ચૂર્ણ આંખના સર્વ રોગો ઉપરાંત ગરદનથી ઉપરના મસ્તકના, કાનના, નાકના, વાળના, મોઢાના, ગળાના સર્વ રોગો મટાડી, સર્વાંગને સુધારે છે. આ ચૂર્ણ રસાયન ગુણવાળું હોઈ, નિત્ય સેવન કરનાર ઉત્તમ આરોગ્ય ભોગવી સો વર્ષ પર્યંત જીવે છે.




કાનમાં દુખાવો વગેરે

૧૨૯ કોડીની ભસ્મ લીંબુના રસમાં મેળવી કાનમાં નાખવાથી કોઈ કારણે થતો દુખાવો મટે.

૧૩૦ નાગફણી થૂવરનાં પાન અગ્નિ પર શેકી તેનો રસ કાઢી, કાનમાં ટીપાં પાડવાથી કાનનો અસહ્ય દુખાવો મટે.

૧૩૧ સમુદ્રશોષનાં પાનનો રસ ગરમ કરી કાનમાં નાખવાથી દુઃખતો તેમજ પાકતો કાન આરામ પામે.

૧૩૨ અફીણ રતી ૪ બકરીના એક તોલા દૂધ સાથે ઘૂંટીને કાનમાં ટીપાં પાડવાથી જંતુજન્ય અગર ઝખમ કે કોઇપણ કારણથી થતી તીવ્ર વેદનામાં સારી રાહત મળે.

૧૩૩ અજમાને બાળકના પિશાબમાં રાત્રે ભીંજવી, ગાળી તેનાં ટીપાં કાનમાં પાડવાથી કાનનો દુખાવો મટી જાય.

૧૩૪ વાસી થૂંકનું ટીપું બાળકોના દુખતા કાનમાં નાખવાથી બચ્ચાંનો દુખતો કાન મટે.

૧૨૫ અફીણ બાળીને તેની રાખ ચમેલીના તેલમાં મેળવી કાનમાં ટીપાં પાડવાથી કાનનો દુખાવો શાંત થાય.

૧૩૬ આકડાનાં પીળાં પાન ઘી લગાડી આગ પર ગરમ કરી તેનો રસ કાઢી કાનમાં ટીપાં પાડવાથી કાનનો દુખાવો મટે.

૧૩૭ મૂળાનાં પાંદડાંનો રસ મધમાં મેળવી કાનમાં નાખવાથી ફાયદો થાય.

૧૩૮ સમુદ્રફીણનું સુક્ષ્મ ચૂર્ણ કાનમાં નાખી, ઉપરથી લીંબુના રસનું ટીપું પાડવું. તે રસી, ચાંદુ, તથા શૂળ વગેરે મટાડીને કાન અંદરથી સાફ કરશે. સારો ઇલાજ છે.

કાનમાં બગાઈ, કાનખજુરો જાય ત્યારે

૧૩૯ કાનમાં મધ અથવા એરંડીયું તેલ નાખવું.

૧૪૦ ખાખરાનાં મૂળ ચાવીને તેનો રસ કાનમાં નાખવો.

૧૪૧ કાસુંદરાનો રસ કાનમાં નાખવો.

૧૪૨ સહેવાય તેવા ગરમ તેલનાં કાનમાં ટીપાં પાડવાં.

કાનમાં જંતુ-કર્ણનાદ-શૂળ

૧૪૩ કાનમાં જીવડાં પડેલાં હોય તો શિકોતરી, એળીયો, સરશીયા તેલમાં મેળવી સહેવાય તેવું ગરમ કરી ટીપાં નાખવાથી જંતુઓનો નાશ થઈ સુખ થાય છે.

૧૪૪ કાનમાં જાતજાતના અવાજો તથા ઘરઘરાટ થતો હોય તો કાંગનો રસ કાઢી તેનાં ટીપાં પાડવાથી આરામ થશે.

૧૪૫ કપૂર મેળવેલું સરસવનું તેલ કાનમાં નાખવાથી કૃમી નાશ પામશે.

૧૪૬ કપાસનાં જીંડવાનો રસ કાઢી તેનાં ટીપાં પાડવાથી કર્ણનાદ મટે.

૧૪૭ ઘોડાવજ તથા લસણ સરસીયા તેલમાં નાખીને સારી રીતે અગ્નિ પર પકાવી, ગાળી તેનાં ટીપાં કાનમાં નાખવાથી શૂળ, શરદી વેદના તથા કર્ણનાદ મટી જાય.

કાનમાં ઝખમ-રક્તસ્રાવ વગેરે

૧૪૮ આખા દાડમને છાલ સહિત વાટી સરકામાં સારી રીતે ઉકાળી, ગાળીને તેનાં ટીપાં કાનમાં નાખવાથી લોહી વહેતું બંધ થાય.

૧૪૯ સિંદુર મધમાં મેળવી કાનમાં નાખવાથી રક્તસ્રાવ બંધ થશે.

૧૫૦ ફુલાવેલ ફટકડી વાટી કાનમાં નાખવાથી રક્તસ્રાવ બંધ થશે.

૧૫૧ કીંદરૂ દૂધ સાથે વાટી કાનમાં નાખવાથી કાંઈ વાગી જવાથી થતો દુખાવો બંધ થાય છે.

૧૫૨ થોડીક દાડમની છાલ લઈ બાળકના પિશાબમાં ઉકાળી, ગાળી કાનમાં ટીપાં પાડવાથી કાનનો દાહયુક્ત દુખાવો તથા ઝખમ મટે.

૧૫૩ ફુલાવેલ ફટકડી તથા હીરાબોર સમભાગ લઈ વાટી મધમાં મેળવીને કાનમાં નાખવાથી અંદરનો ઝખમ મટી જાય છે.

૧૫૪ વિલાયતી દવા મર્કયુરોક્રોમ નામે લોશન બજારમાંથી લાવી તેનાં ટીપાં પાડવાથી કાનનો ઝખમ મટી જાય છે.

કાનમાં પાક, રસી, સોજો, ફોલ્લીઓ

૧૫૫ કડવી બદામનું તેલ નાખવાથી રસી બંધ થાય.

૧૫૬ ફુલાવેલ ટંકણખાર વાટી કાનમાં નાખી ઉપર લીંબુના રસનું ટીપું પાડવાથી પરૂ બંધ થાય.

૧૫૭ મધ નાખવાથી રસી બંધ થાય.

૧૫૮ ચાર રતી અફીણ, એક તોલો સરકામાં મેળવી ગરમ કરીને કાનમાં નાખવાથી રસી બંધ થઇ જાય છે.

૧૫૯ સુકાવેલ દૂધી બાળીને તેની રાખ કાનમાં નાખવાથી રસી બંધ થશે.

૧૬૦ ખાંડેલી મેથીને પાણીમાં સારી રીતે ઉકાળી, ગાળી તેમાં સરખે ભાગે કાંદાનો રસ મેળવી કાનમાં ટીપાં પાડવાથી સોજો, અંદરની ફોલ્લીઓ વગેરે મટાડી આરામ કરે છે.

૧૬૧ ખડસલીઓ પીત્તપાપડો ઉકાળીને પીવાથી કાનના સર્વ રોગ મટે.

બહેરાપણું અને કાનમાં ધાક પડવી

૧૬૨ લસણની કળીઓ નાખી કકડાવેલું તેલ સહેજ ગરમ કરીને કાનમાં નાખવાથી ધાક ઉઘડી જાય છે.

૧૬૩ ઈંદ્રાવણાંનો ગર્ભ તેલમાં પકાવી તે તેલનાં ટીપાં કાનમાં નાખવાથી બહેરાપણું મટે.

૧૬૪ ઈંદ્રાવણાનાં લીલાં મૂળનો રસ કાઢી તેનાં કાનમાં ટીપાં પાડવાથી બહેરાશ જાય.

૧૬૫ બીલાં, ગૌમૂત્ર બકરીનું દૂધ સરસીયા તેલમાં નાખી અગ્નિપર પકવી ( તેલ રહે ત્યાં સુધી ઉકાળી ) ગાળી તે તેલનાં ટીપાં કાનમાં નાખવાથી બહેરાશ જાય.

૧૬૬ બીલાનાં પાન, નગોડ, જાઈનાં પાન, આકડો, ભાંગરો લસણ, કેળ, કપાસ, સરગવો, તુલસી, આદુ અને કારેલાં દરેકનો એક એક તોલો રસ કાઢી તેમાં એક તોલો વાટેલો વછનાગ મેળવી તેમાં ૧૦ તોલા તલનું તેલ નાખવું અને બધો રસભાગ બળી જાય ત્યાં સુધી અગ્નિ પર પકાવી લેવું. તે કાનમાં નાખવાથી, બાધિર્ય કર્ણનાદ, કૃમિ શૂળ અને પરૂ વગેરે રોગનો નાશ થાય છે.




## નાકમાંથી રક્તસ્રાવ

૧૬૭ બરફ ખાવાથી તથા કપાળ તથા માથા પર ઘસવાથી નાકમાંથી નીકળતું લોહી બંધ થાય છે.

૧૬૮ લીલા ધાણા (કોથમીર) નો રસ તોલો ૦। તથા કપૂર રતી ૧ મેળવીને નાકમાં ટીપાં પાડવાથી પણ લોહી બંધ થશે.

૧૬૯ ખડસલીયાનો રસ પીવાથી તથા મગજ તથા કપાળ પર લગાવવાથી નાકમાંથી આવતું લોહી બંધ થશે.

૧૭૦ સુરમો પાણીમાં વાટી કપાળ તથા માથા પર લેપ કરવાથી પણ નાકમાંથી રક્તસ્રાવ બંધ થાય છે.

૧૭૧ ગધેડાની લાદનો રસ તથા સ્ત્રીનું દૂધ સમભાગે મેળવી નાકમાં ટીપાં પાડવાથી નાકનું લોહી બંધ થાય છે.

૧૭૨ જૂનો ચૂનો પાણીમાં વાટી કપાળે લેપ કરવાથી લોહી બંધ થાય.

૧૭૩ મુલતાની માટી તથા આમળાં સમભાગે પાણી સાથે વાટીને કપાળ પર તથા માથા પર લેપ કરવાથી પડતું લોહી ચોક્કસ બંધ થાય છે.

૧૭૪ લીલાં આમળાંનો રસ તથા સાકર સવારે પીવાથી નાકમાંથી થતા રક્તસ્રાવનો જૂનો રોગ પણ મટી જાય છે.

૧૭૫ છીરૂં સરકામાં ઘૂંટી, કપડાની વાટ તેમાં ભીંજાવી નાકમાં મૂકવાથી લોહી બંધ થાય.

૧૭૬ ઇંડાની સફેદીમાં રૂ ભીંજાવી તેના પર થોડું વાટેલું કપૂર છાંટી દરદીને ચત્તો સુવરાવી તે રૂ નાકમાં ચડાવી રાખવાથી અંદરથી આવતો લોહીનો પ્રવાહ પણ બંધ થાય છે.

૧૭૭ ઊંટના વાળની રાખ નાકમાં ભૂંગળી વડે ફૂંકીને ચડાવવાથી તુરત જ લોહી બંધ થાય છે.

૧૭૮ કુંભારના ચાકડાની માટી અથવા છેવટ ઠંડા પાણીમાં ભીંજાવેલું કપડું માથા પર રાખવાથી પણ લોહી બંધ થશે.

નાકમાં ક્ષત, ઝખમ, સોજો, પાક

૧૭૯ તરબૂચનાં બીયાંનું મગજ ગુલાબજળમાં વાટી નાકમાં લગાવવાથી સોજો મટે.

૧૮૦ ગરમ ઘીનાં ટીપાં પાડવાથી તથા સૂંઘવાથી છોડા તથા ઝખમમાં ફાયદો થાય છે.

૧૮૧ રાળ, અર્જુન સાજડ, ઉંબરો અને [illegible]નો કાઢો

નાકમાં ફોલ્લીઓ તથા જંતુ

૧૮૨ ઓદાર પાણીમાં વાટી નાકમાં લગાવવાથી અંદરની ફોલ્લીઓ મટી જાય છે.

૧૮૩ ગરમ કરેલું સહી શકાય તેવું એરંડિયું સૂંઘવાથી અગર ટીપાં પાડવાથી સોજો તથા ફોલ્લીઓ મટે.

૧૮૪ લીંબોળીના તેલનાં ટીપાં પાડવાથી જંતુ, સોજો, પાક, તેમજ ફોલ્લીઓ વગેરેમાં સારો ફાયદો થાય. દષ્ટિનું તેજ વધે.

૧૮૫ ઓદાર તોલો ૦॥, એક તોલો ગુલાબના તેલમાં મેળવીને નાકમાં ટીપાં પાડવાથી જંતુઓ નાશ પામે છે.

૧૮૬ નાકછીંકણી અને કલૌંજી સમભાગે વાટીને સૂંઘવાથી નાકમાંનાં જીવડાં નીકળી જાય છે.

૧૮૭ લીમડાનાં પાન, સુરતી તમાકુ અને હીંગ સમભાગે પાણી સાથે વાટી નીચોવી તે પાણીનાં ટીપાં નાકમાં નાખવાથી નાકમાંથી જંતુઓ નીકળી જાય છે.

નાકમાં શરદી, સળેખમ, છોડાં, પીનસ, દુર્ગંધ

૧૮૮ ઊંટનો પિશાબ લઈ તેનાં ટીપાં નાકમાં પાડવાથી બંધ થયેલાં નાકના છિદ્રો ખુલી જાય છે.

૧૮૯ ગધેડાના પિશાબમાં કલૌંજી મેળવી નાકમાં નાખવાથી બંધ થઈ ગયેલું નાક ખુલી જાય છે.

૧૯૦ હીરાકસી સરકામાં પીસી નાકમાં બત્તી ( વાટ ) બનાવી મૂકવાથી નાકમાંનાં છોડાં મટે.

૧૯૧ ગધેડાના પિશાબનાં ટીપાં નાકમાં નાખવાથી દુર્ગન્ધયુકત પીનસ રોગ મટી જાય છે.

૧૯૨ કડવી તુંબડીના રસનું નાકમાં ટીપું પાડવાથી નાકની દુર્ગન્ધ તથા પીનસ નાશ પામે છે.

૧૯૩ મીઠું અને બાજરો સરખે ભાગે તેની પોટલી બનાવી ગરમ કરી તેના વડે શેક કરવાથી શરદી સળેખમ મટી જાય છે.

૧૯૪ રતાંજલી સરકા સાથે ઘસીને સૂંઘવાથી ગરમીનું સળેખમ મટે.

૧૯૫ સરવરનું ચૂર્ણ સૂંઘવાથી સળેખમ મટે.

૧૯૬ ખસખસનાં પોસ્તનો ઉકાળો પીવાથી સળેખમ મટે.

૧૯૭ રાઈ વાટી મધ સાથે મેળવી લેપ કરવાથી શરદી સળેખમ મટે.

૧૯૮ સાત કાળાં મરીનું ચૂર્ણ પાણી સાથે રોજ સવારે ત્રણ ત્રણ દિવસ સુધી લેવાથી શરદી સળેખમ મટી જાય છે.

શરદી સળેખમ માટે ધૂપ-ધૂમાડી, નાસ

૧૯૯ તજ, લવીંગ, સૂંઠ તથા કાળાં મરી સાથે ચંદુસ તથા સાકર મેળવી અંગારા પર નાંખી, તેની વારંવાર ધૂમાડી લેવાથી સળેખમ મટે.

૨૦૦ સાકર અને વાંસકપૂરની ધુમાડી લેવાથી સળેખમ મટે.

૨૦૧ તજને પાણીમાં ઉકાળી તેની વરાળની નાસ લેવાથી ફાયદો થાય.

૨૦૨ અળસીને અંગારા પર નાખી તેની ધૂમાડી લેવાથી પણ ફાયદો થાય.

૨૦૩ લીલી ચા, આદુ, ફુદીનો તથા ગરમ મસાલો નાખી, ખૂબ ઉકાળી તેની વરાળની નાસ લેવાથી સળેખમમાં

સારો ફાયદો થાય છે; તેમજ ઉપરોક્ત વસ્તુઓ ઉકાળી તેમાં દૂધ, સાકર નાંખી તેની ચા બનાવી પીવાથી વિશેષ લાભ મળે છે.

૨૦૪ લવીંગ, સૂંઠ, કાળાં મરી વગેરેમાંથી કોઈપણ એક બારીક લસોટી પાણીમાં મેળવી ગરમ કરી લગાડવાથી શરદી મળેખમ મટે.

જૂની શરદી માટે ચમત્કારિક ટોપી

૨૦૫ મસ્તકને બધી તરફથી અડકી રહે તેવી રીતની જાડા કાગળની ફીટ ટોપી બનાવી કાયમ પહેરી રાખવાથી જૂનામાં જૂની શરદી મટી જાય છે. અજમાવી જોજો.

નાસાર્શ—નાકમાં થતા મસા

૨૦૬ કાયમી શરદી તથા શ્વાસના અવરોધથી મોઢું ખુલ્લું રાખી સુનાગ તથા પીડાતા, નિર્બળ બની ગયેલા દર્દીઓ નાકના મસા માટે ઓપરેશન કરાવતાં પહેલાં આ પ્રયોગ અજમાવે. અઘેડાનાં બીઆં, સિંધવ, તથા ચૂલા પરનો ધુંવાસ, ત્રણે ચીજોને તલના તેલમાં નાખી અગ્નિ પર પકાવવું, પછી તે તેલનાં ટીપાં પાડવાં. સવારે તથા રાત્રે સૂતી વખતે ટીપાં પાડવાનું ચાલુ રાખવાથી ધીમે ધીમે મટી જશે.

નાકનું ઘારું—નાસૂર

૨૦૭ નાસૂરને ગરમ પાણીથી ધોઈ અને તેટલું સાફ કરી વાટેલાં મેંદીનાં પાન લગાડવાં.

૨૦૮ કોડીને બાળી રાખ કરી તેને ઝૂણ ઝીણી વાટી, લીંબુના રસમાં મેળવી લગાડવાથી નાસૂર મટી જાય છે.

૨૦૯ મીંઢળ વાટી, મધમાં મેળવી, સૂંઘ્યા કરવાથી તથા લગાડવાથી નાસૂર મટી જાય.

શરદી વગેરે માટે એક ચાટણ

૨૧૦ ખસખસનાં પોસ્ત તોલા ૧૦ લઈ તેને પાણીમાં સારી રીતે ઉકાળી તેમાં સાકર તોલા ૨૫ નાખી ચાસણી બનાવી લેવી. પ્રમાણ ૧ તોલો. સળેખમ, અનિદ્રા, માથાનું દર્દ, આધાશીશી, છાતીનો દુખાવો વગેરે મટી જાય.

## સ્થાન ૫ મું



# મુખ, દાંત, તથા જીભના રોગો

*અને તેના ઉપચારો*

મોઢામાં ઝખમ, ફોલ્લી, દુર્ગન્ધ, મુખપાક વગેરે માટે

૨૧૧ ગાઉજબાન બાળી તેની રાખ મોઢામાં લગાવવાથી બાળકોનો મુખપાક મટે.

૨૧૨ જવ બાળી તેની રાખ મોઢામાં ભભરાવવાથી બાળકનું આવી ગયેલું મોઢું મટી જાય.

૨૧૩ કાયફળ અને થોડી ફૂલાવેલ ફટકડી મધમાં મેળવી, મોઢામાં લગાડવાથી પાકી ગયેલું મોઢું સારૂં થાય.

૨૧૪ સાબરસીંગ બાળી તેની રાખ મોઢામાં છાંટવાથી ફાયદો થાય.

૨૧૫ મેંદીના પાનના ઉકાળાના કોગળા કરવાથી મુખપાક મટી જાય.

૨૧૬ મીઠું, ફુલાવેલ ફટકડી અથવા નવસાર સરકામાં મેળવી, કોગળા કરવાથી પાકી ગયેલું મોઢું સારૂં થઈ જાય.

૨૧૭ કાયફળ પાણી સાથે સારી રીતે ઉકાળી, તેના કોગળા કરવાથી કોઈપણ કારણથી આવી ગયેલું મોઢું સારૂં થાય. રાહત આપે તથા ઝખમ પડયા હોય તો પણ મટાડે.

૨૦૮ કોડીને બાળી રાખ કરી તેને ખૂબ ઝીણી વાટી, લીંબુના રસમાં મેળવી લગાડવાથી નાસૂર મટી જાય છે.

૨૦૯ મીંઢળ વાટી, મધમાં મેળવી, સૂંઘ્યા કરવાથી તથા લગાડવાથી નાસૂર મટી જાય.

શરદી વગેરે માટે એક ચાટણ

૨૧૦ ખસખસનાં પોસ્ત તોલા ૧૦ લઈ તેને પાણીમાં સારી રીતે ઉકાળી તેમાં સાકર તોલા ૨૫ નાખી ચાસણી બનાવી લેવી. પ્રમાણ ૧ તોલો. સળેખમ, અનિદ્રા, માથાનું દર્દ, આધાશીશી, છાતીનો દુખાવો વગેરે મટી જાય.

## સ્થાન ૫ મું




મોઢામાં ઝખમ, ફોલ્લી, દુર્ગન્ધ, મુખપાક વગેરે માટે

૨૧૧ ગાઉજબાન બાળી તેની રાખ મોઢામાં લગાવવાથી બાળકોનો મુખપાક મટે.

૨૧૨ જવ બાળી તેની રાખ મોઢામાં ભભરાવવાથી બાળકનું આવી ગયેલું મોઢું મટી જાય.

૨૧૩ કાયફળ અને થોડી ફૂલાવેલ ફટકડી મધમાં મેળવી, મોઢામાં લગાડવાથી પાકી ગયેલું મોઢું સારૂં થાય.

૨૧૪ સાબરસીંગ બાળી તેની રાખ મોઢામાં છાંટવાથી ફાયદો થાય.

૨૧૫ મેંદીના પાનના ઉકાળાના કોગળા કરવાથી મુખપાક મટી જાય.

૨૧૬ મીઠું, ફુલાવેલ ફટકડી અથવા નવસાર સરકામાં મેળવી, કોગળા કરવાથી પાકી ગયેલું મોઢું સારૂં થઈ જાય.

૨૧૭ કાયફળ પાણી સાથે સારી રીતે ઉકાળી, તેના કોગળા કરવાથી કોઈપણ કારણથી આવી ગયેલું મોઢું સારૂં થાય. રાહત આપે તથા ઝખમ પડયા હોય તો પણ મટાડે.

૨૩૯ ઈંદ્રાવણુનાં મૂળને પાણીમાં ઉકાળી કોગળા કરવાથી દાંતનાં દરદો મટી જાય છે.

૨૪૦ પીલુડીના ઉકાળાના કોગળા કરવાથી દાંતનું દર્દ—પીડા મટે.

૨૪૧ કાળાં મરી વાટી ગુલાબજળમાં નાખી ગરમ કરી કોગળા કરવાથી દાંતમાં થતી વેદના શાંત થાય.

૨૪૨ ફુલાવેલ ફટકડી વાટી દાંતે ઘસવાથી દાંતના રોગો —પાયોરીયા પણ મટી જાય છે.

૨૪૩ ફક્ત એક રતી ભીલામાનો કકડો પાનમાં રાખી ચાવવું તથા થૂંકતા રહેવું. ગળે ઉતારવું નહિ. દાંતમાં થતી તીવ્ર પીડા મટશે.

૨૪૪ હળદરના ઉકાળાના કોગળા કરવાથી દાંતના રોગ મટે.

૨૪૫ તુવેરનાં પાન ચાવવાથી દાંતના રોગ મટે અને મજબૂતી થાય.

૨૪૬ ફુલાવેલ ફટકડી ને મીઠું સમભાગે વાટી દાંતે ઘસવાથી દાંતના સર્વ રોગ મટે. દાંત સાફ થાય ને હલતા દાંત મજબૂત બને.

૨૪૭ રૂમીમસ્તકી વાટીને દાંત સાથે દબાવવાથી હાલતા દાંત મજબૂત બને.

૨૪૮ એક ચોખાભાર ગંધક ચોખા સાથે મેળવી તેમાં રૂનું પુમડું ભીંજાવી દાંત સાથે દબાવી રાખવાથી જંતુઓ નાશ પામે. તમામ દાંતો પર લગાવવાથી સડેલા દાંત સારા થાય. દુખાવો મટે.

૨૪૯ ખરાસાની અજમો તથા શીલારસ બન્નેને સાથે મેળવી

અંગારા પર નાખી ધુમાડો મોંમાં લેવાથી જંતુઓ નાશ પામે.

૨૫૦ લવીંગનું તેલ કે નીલગીરી તેલ લઈ તેમાં રૂ ભીંજાવી દાંતમાં મૂકવાથી તીવ્ર પીડામાં જરૂર રાહત મળે.

૨૫૧ હીંગ અથવા કપૂર અથવા લવીંગ ગમે તે એક ચીજ દુખતા દાંત નીચે દબાવી રાખવાથી આરામ થાય

૨૫૨ એક રતી અફીણ દાંત નીચે દબાવી દેવાથી તીવ્ર પીડા મટે.

એક ગુણકારી દંતમંજન

૨૫૩ **દંતરક્ષક ચૂર્ણ:**—ફુલાવેલ મોરથુથુ ૦॥ તોલો, ફુલાવેલો ટંકણખાર ૨ તોલા, ફુલાવેલ ફટકડી ૩ તોલ,, ચાક ૮ તોલા, કાથો ૨ તોલા, માયાં ૨ તોલા, સિંધવ ૪ તોલા અને કપૂર ૧ તોલો. સર્વને ખાંડી વસ્રગાળ કરી તેમાં નીલગીરીનું તેલ બે ત્રણ ડ્રામ નાખી એકસરખું કરી સ્ટોપરવાળી બાટલીમાં ભરવું નિત્ય તથા પીડા વખતે દાંતે ઘસવું. દંતશૂળ, રક્તસ્રાવ, સડો વગેરે સર્વ રોગો મટાડી દાંત મજબૂત તથા સફેદ બનાવે.

## સ્થાન ૯ મું




### ગળાનો સોજો, શ્વાસની અડચણ પાક વગેરે રોગો

૨૫૪ ગરમાળાના ગોળને પાણીમાં ઉકાળી ગાળી તેના કોગળા, ગળામાં અસર પહોંચે તેવી રીતે કરવાથી, ગળાના રોગો મટી જાય છે. કંઠનળીનો સોજો પણ મટી જાય છે.

૨૫૫ લીલા ધાણા વાટી સરકામાં મેળવી, ગરમ કરીને લેપ કરવાથી ગળામાં ઉષ્ણતાને લીધે સોજા વગેરેના કારણે થયેલો વ્યાધી તથા શ્વાસની અટચણ મટી જાય છે.

૨૫૬ અરડુસીનાં પાન ગરમ કરી ગળા પર બાંધવાથી કંઠનળીનો સોજો ઉતરે.

૨૫૭ આકડાનાં મૂળની માટી, પાણીમાં ગરમ કરી તેના પર ગરમ કરેલાં આકડાનાં પાન બાંધવાથી ગળાનો સોજો મટે.

૨૫૮ હાશાનો ઉકાળો પીવરાવવાથી ગળાનો સોજો મટી જાય.

૨૫૯ "હાશા" ને મરાઠીમાં "બાર તોડી" કહે છે. કોંકણમાં થાય છે.

૨૬૦ ઈસબગોલ એક રાત પાણીમાં ભીંજાવી, મોં ઉંચું રાખી તે પાણીના કોગળા કરવાથી પાક તથા સોજો મટે, મુખપાક પણ મટી જાય છે.

૨૬૧ ગરમ પાણીમાં થોડું ઘી નાખી કોગળા કરવાથી ફાયદો થાય.

૨૬૨ રાઈ અને સાકર સમભાગ ખાંડી બેઆનીભાર પાણી સાથે ખાવાથી ગળામાંથી આવતી ચીકાશ તથા આવતું વધુ થૂંક ઘટે.

૨૬૩ પાકેલાં કેળાં રાત્રે ગળે બાંધવાથી ગળાનો ગરમીનો દુ:ખાવો મટે.

૨૬૪ ખેતરની માટીનો લેપ કરવાથી પણ સારો લાભ થાય.

૨૬૫ બાવળની છાલને સારી રીતે ઉકાળી તે પાણીના કોગળા કરવાથી ગળાના સર્વ રોગો તથા મુખપાક મટે.

### ટોનસીલ–કાકડા વગેરે

૨૬૬ હરડાંની છાલના ઉકાળાના કોગળા કરવાથી ટૉનસીલ મટે.

૨૬૭ બનફશાનું તેલ અને મધ બન્ને મેળવી કોગળા કરવાથી ટૉનસીલ મટી જાય.

૨૬૮ ગુલકંદ રોજ રાત્રે કે સવારે ખાવાથી તથા ગુલકંદને ઉકાળી કોગળા કરવાથી ટૉનસીલમાં આરામ થાય.

૨૬૯ બાવળનાં પાનનો રસ પીંછીથી ગળામાં લગાડવાથી કાકડા મટી જાય છે

૨૭૦ બાવળનાં પાનના રસની અંદર કાકડાશીંગીનું ચૂર્ણ મેળવી, ઘૂંટી મધ સાથે વાલ વાલની ગોળી બનાવી સુકાવી કાકડાના રોગીને ચૂસવા આપવાથી ટૉનસીલ મટી જાય છે, અનુભૂત છે.

### સ્વરભંગ, સાદ બેસી જવો

૨૭૧ કુલીંજનનો કકડો ચૂસવાથી બેસી ગયેલો સ્વર સુધરે.

૨૭૨ હીંગ ગરમ પાણી સાથે ખાવાથી બેસી ગયેલો અવાજ સુધરે.

૨૭૩ જૂનાં ગોળ સાથે આદુનો કકડો ખાવાથી કફ–શરદીથી બેસી ગયેલો સ્વર સારો થાય.

૨૭૪ કબાબચીની ( ચણુકબાબ ) ખાવાથી બેસી ગયેલો સ્વર સારો થાય.

૨૭૫ મેથી વાટીને મધમાં ચાટવાથી સ્વર સારો થાય.

૨૭૬ જૂના જવ હથેલી ભરીને ફાકવાથી બેસી ગયેલો અવાજ સુધરે.

૨૭૭ જેઠીમધનાં મૂળનો કકડો અથવા જેઠીમધનો શીરો મોઢામાં રાખી રસ ઉતારવાથી સૂકી ખાંસી, સ્વરભંગ મટી જાય તથા ગાયકોનો સ્વર મધુર થાય.

૨૭૮ અંજીર સુકાં નંગ ૫ લઈ પાણીમાં બરાબર ઉકાળી તેમાં મધ બે તોલા નાખી પી જવાથી ગળાનો તથા છાતીનો કફ અને સ્વવરભંગ મટી જાય. અવાજ સારો થાય.

ગળાની તથા બીડીની ખાંસી

૨૭૯ જેઠીમધનો શીરો, વરિયાળી, મીંઢી, સાકર, તથા તજ આ સર્વ ચીજો સમભાગ લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું અને દૂધ મેળવી ખરલ કરી ચણા જેવડી ગોળીઓ કરી સુકાવી લેવી. ગળાની ખાંસી, બીડીની ખાંસી, સુકી ખાંસી, ગળાનો દુખાવો, સ્વરભંગ, કફ સળેખમ અને સુસ્તી મટે. કંઠ મધુર થાય, એક એક ગોળી ૫ થી દસ વખત મોંમાં રાખી ચૂસવી.

કંઠમાળ માટે

૨૮૦ વાકેરીના મૂળનું ચૂર્ણ ાા થી ાાા તોલો ગરમ કરી સાકર નાખેલા દૂધ સાથે સવારે તથા રાત્રે બે વખત લાંબો સમય લેવું ફાયદાકારક છે.

## સ્થાન ૭ મું




### ઉધરસ, ખાંસી, સૂકી તથા કફવાળી જુની ઉધરસ, છાતીનો દુખાવો.

૨૮૧ કાકડાશીંગ ખાંડી, ચાળીને પાણી સાથે ચણા બરોબર ગોળી બનાવી એક એક ગોળી દિવસમાં પાંચ સાત વખત ચૂસવાથી ખાંસી મટી જાય.

૨૭૨ વાંસકપૂર વાટી મધમાં ચાટી ઉપર બકરીનું ગરમ અથવા ધારોષ્ણ દૂધ પીવાથી સૂકી ખાંસી મટે.

૨૮૩ તાજું માખણ અને સાકર મેળવીને ખાવાથી સૂકી ખાંસી મટે.

૨૮૪ કતીરો ગુંદર તોલો ૦। બદામના તેલમાં વાટી મેળવી તેમાં સાકર તોલા બે નાખીને રોજ સવારે સેવન કરવાથી તથા ઉપર ગાયનું ગરમ અગર ધારોષ્ણ દૂધ પીવાથી સૂકી ખાંસી મટી જાય છે.

૨૮૫ *શીલારસ ૦॥ તોલો રોજ સવારે ખાવાથી જૂની* ઉધરસ મટી જાય છે.

૨૮૬ શલારસ ખાવાથી, તેની ધૂમાડી લેવાથી તથા છાતી પર તેનો લેપ લગાડવાથી તેમજ શેક કરવાથી છાતીનો દુખાવો મટી જાય છે.

૨૮૭ રાળ મધમાં મેળવી ચાટવાથી ખાંસી તથા દમ મટી

શ્વાસ, દમ, હાંફણ, કફ, સસણી

૨૮૮ સફેદ અંજીર તોલા ૨ા પાણીમાં ઉકાળી થોડી સાકર તથા સાડાત્રણ માસા બદામનું તેલ મેળવી પીવરાવવાથી દમ, હાંફણ મટી જાય તથા કફ બહાર નીકળી જાય.

૨૮૯ કીંદરૂ ખાંડી, ચાળી મધ સાથે ચાટવાથી હાંફણ મટે.

૨૯૦ કલૌંજી છ આનીભાર ખાવાથી શ્વાસ, હાંફણ મટી જાય,

૨૯૧ બચ્ચાનો તાજો પેશાબ પાવાથી દમ હાંફણ મટી જાય.

૨૯૨ ઘઉંના થૂલાની કાંજી બનાવી તેમાં ૦ાા તોલો રાળ નાખીને પીવાથી શ્વાસરોગ મટે.

૨૯૩ રાળ તોલો ૦ા વાટીને ઈંડા સાથે મેળવી ખાવાથી દમ તથા હાંફણ મટી જાય છે.

૨૯૪ રાળ મધમાં મેળવી ચાટવાથી દમ, ખાંસી મટે.

૨૯૫ જંગલી કાંદાને બાફી તેનો રસ બેઆનીભારથી ૦ા તોલો સુધી કાઢી તેમાં મધ મેળવી ચાટવાથી કફ છૂટો પડીને બહાર નીકળી જશે. તથા દમ, હાંફણ તથા ખાંસી મટી જશે.

૨૯૬ સરસડાનાં બીનું ચૂર્ણ ૦ા તોલો સવારસાંજ ખાવાથી દમ, હાંફણ મટે.

૨૯૭ બાવળનાં પરડાં બીજ સાથે ખાંડી, ચાળી સમભાગ સાકર મેળવી હથેળી ભરીને રોજ સવારે ખાવાથી સાત અઠવાડિયામાં દમ, હાંફણ અને જૂની ખાંસી મટી જાય છે. પથ્ય:–મીઠા વગરની ઘઉંની ગરમ રોટલી ઘી સાથે ખાવી, બીજું કંઈ નહિ.

૨૯૮ એક તોલો તેલીઓ ટંકણખાર ફૂલાવી વાટી ૪ તોલા મધમાં મેળવી રાખવો. સૂતી વખતે બે આંગળી ભરી ચાટવાથી, દમ હાંફણ વગેરે મટે.

૨૯૯ અળસી અધકચરી ખાંડી, ઉકાળી ગાળી મધ નાખીને પીવાથી દમ–હાંફણનું જોર તરત જ નરમ પડે.

૩૦૦ શુદ્ધ ગંધક રતી ૨ બાફેલા ઈંડા પર છાંટીને ખવરાવવાથી કફ પકાવી કાઢે. તથા દમ, હાંફણ મટી જાય.

૩૦૧ છાંયામાં સુકાવેલાં લીમડાનાં પાન તથા હળદર સમભાગે ખાંડી, ચાળી, હથેળી ભરી મધ સાથે ચટાડવાથી, એકવીશ દિવસમાં દમ, હાંફણ મટી જાય છે.

પાર્શ્વશૂળ રક્તસ્રાવ વગેરે

૩૦૨ હાશા તોલો ૦। એક અઠવાડીયું ખાવાથી દમ, ખાંસી અને પડખાં–પાંસળીઓનો દુખાવો મટી જાય છે.

૩૦૩ કાકડીનો રસ પીવાથી મુખ વાટે થતો રક્તસ્રાવ બંધ થાય.

૩૦૪ દાડમનાં પાન સવા તોલો લઈ પાણી સાથે વાટીને સાકર નાખી પીવાથી મોં વાટે પડતું લોહી બંધ થાય.

૩૦૫ અરડૂસીના પાનનો રસ તોલો ૧ તથા અરધો શેર સાકરનું પાણી મેળવીને પીવાથી લોહી પડતું બંધ થાય

બાળકોનાં છાતીનાં દરદો ખાંસી વગેરે

૩૦૭ અળસી વાટી મધ સાથે ચટાડવાથી અવાજ સાથેની સસણી મટી જશે. બાળકની છાતીનો કફ નીકળી જઈ આરામ થશે.

૩૦૮ સત્યાનાશી (દારૂડી) નાં બીજ અને રેવંચીનો શીરો સરખે ભાગે વાટીને મસૂર જેવડી ગોળી બનાવી, એક ગોળી બાળકને ખવરાવી દેવાથી, ઊલટી તથા જુલાબ થઇને સસણી મટી જાય છે.

૩૦૯ જેઠીમધનું ચૂર્ણ બેઆનીભાર મધ તથા પાણી સાથે મેળવી પીવરાવવાથી છાતીમાંથી આવતું લોહી બંધ થઈ જાય છે.

**ટી.બી. થાઈસીસ, ફેફસાંમાં ક્ષત-ક્ષય**

૩૧૦ શંખજીરૂં વાટી બેઆનીભારથી અરધા તોલા સુધી ગધેડીના દૂધ સાથે ખાવાથી ટી. બી. થાઇસીસ મટે.

૩૧૧ અરડૂસીનો રસ તોલો ૧ મધ નાખી સવારે નિત્ય પીવાથી ક્ષય રોગમાં સારો-ગણનાપાત્ર ફાયદો થાય છે. પરંતુ આ રોગના શિકાર બનેલા દરદીએ તેલ, મરચું છોડવું જોઇએ. પચે તેવો હલકો તથા સત્વ-વાળો ખોરાક ખાવો જોઇએ તથા ખાસ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. સૂકી હવામાં રહેવું વિશેષ લાભદાયી છે. આટલું થાય તથા સામાન્ય દવાઓ ચાલુ રહે તો વ્યાધિ મટી જાય.

૩૧૨ માખણ, સાકર અને મધ સાથે, એક ચણોઠી ભાર સોનાના વરખનું નિત્ય સવારે સેવન કરવાથી, તથા સાથે ઉપરોક્ત સૂચનાઓને અનુસરવાથી નિશ્ચય ક્ષયરોગ મટે.

૩૧૩ બકરીનું દુધ ઘી સાકર સાથે યથાશક્તિ પીવું હિતકર છે.

૧૩૧ **ટી. બી. માટે એક ઉત્તમ પ્રયોગ**:–દરદીને ૨૪ કલાક બકરીઓના વાડામાં જ સુવાડવો. અથવા તેના ખાટલાની આસપાસ પાંચ દશ બકરીઓ બાંધી રાખવી. છાતીના દુખાવા તથા ખાંસી વગેરે માટે બકરીની લીંડીઓ સળગાવી તેના ભઠ્ઠાનો શેક આપ્યા કરવો. પીવા માટે ફકત બકરીનુંજ ( કાળી બકરી વધુ ઉત્તમ ) ધારોષ્ણ દૂધ આપ્યા કરવું. તથા ઔષધિ તરીકે કાળી બકરીનું તાજું મૂત્ર લઈને તેને ઉકાળી, ગાળીને ૨ તોલા જેટલું દિવસમાં ત્રણ વખત પીવરાવવું જીતેન્દ્રિય રહેવું. જેમ બને તેમ બકરીના દૂધ પર જ રહેવું. બીજું કશું ખાવું જ હોય તો પાચનશકિતના બળને તપાસી પચે તેટલું જ ખાવું. તેલ–મરચાંને સ્પર્શ કરવો નહિ, વિશેષમાં બને તેઓએ આ વિભાગમાં બતાવેલા બીજા ઉપચારો પણ કરવા. જરૂર મટી જાય. ઉપરનો ઉપાય લગભગ ૩ થી ૬ માસ ચાલુ રાખવો જોઈએ.

૩૩૧ વિશેષમાં સિદ્ધ આયુર્વેદિક ઔષધોનાં નામો નીચે જણાવ્યાં છે. તેમાંથી બને તે વાપરવાં:—
સિતોપલાદી ચૂર્ણ, વાસા વલેહ, ચ્યવન પ્રાશાવલ્લેહ, મૃગાંકરસ, દ્રાક્ષાસવ વગેરે.

**હૃદયની નબળાઈ, કંપ વગેરે**

૩૧૬ તુલસીનાં બીજનું ચૂર્ણ તોલો ૦। સાકર સાથે દિવસમાં ત્રણ વખત લેવાથી હૃદયની નિર્બળતા મટે.

૩૧૭ કહેરબો રજ સમાન વાટીને બેબે-આનીભાર દિવસમાં ત્રણવાર મધમાં ચાટવાથી હૃદયનો કંપ-મૂંઝારી મટી જાય.

૩૧૮ તરબૂચ ખાવાથી હૃદયનો મૂંઝારો ઓછો થાય.

૩૧૯ કાંચકીનાં સાત પાન પાણી સાથે વાટીને તેમાં સાકર નાખી સવારે પીવાથી હૃદયરોગ મટે.

૩૨૦ નાગરવેલનાં એકસો પાનનો રસ કાઢવો. તથા એક રતલ સાકરની શરબત જેવી ચાસણી રસ મેળવીને બનાવી રાખી મૂકવું. સવારે, બપોરે, રાત્રે ત્રણ વાર તોલો તોલો ચાટવાથી હૃદયરોગમાં ફાયદો થાય છે.

૩૨૧ અનાનસ હૃદયરોગ મટાડનાર છે.

૩૨૨ તમાલપત્રનું ચૂર્ણ રતલ ૦ાા તથા સાકર રતલ ૦ાા લઈ તેની ચાસણી કરી તેમાં મેળવી રાખવું ચાટણ જેવું બનાવવું. દિવસમાં બે વખત ૦ાા તોલો ચાટવાથી પાચનશક્તિ સુધરે અને યકૃત, જઠર તથા હૃદયને બળ આપે.

૩૨૩ અર્જુનની છાલનું ચૂર્ણ બેઆનીભાર મધ સાથે દિવસમાં ત્રણ વાર ચાટવું. અથવા તેની બે તોલા છાલને ચાર કપ પાણીમાં ઉકાળીને એક કપ રહે ત્યારે ગાળી બે ભાગ કરીને સવારે તથા સાંજે મધ નાખી પીવું. ઉત્તમ ઉપાય છે. હૃદયના રોગીએ કબજીયાત થવા દેવી નહિ. હરડેનું સેવન કરવું. પાચનશક્તિનું બલ જોઈ, પચે તેવો અને પ્રમાણસર સત્વવાળો ખોરાક લેવો. પેટમાં વાયુ-ગેસ થાય ત્યારે જમવું નહિ.

સમજીને આહારવિહાર રાખવાથી તથા ઉપરોક્ત ઉપચારો કરવાથી આરામ થઇ જાય છે

૩૨૪ ચોખાભાર સુવર્ણભસ્મ બે વખત રોજ મધમા ચાટવાથી તથા ઉપર ગાયનુ ગરમ અથવા ધારોષ્ણ દુધ પીવાથી હૃદયરોગોમા ઉત્તમ લાભ થાય છે

૩૨૫ મૃગશૃંગ ભસ્મ ૨ રતી, સુવર્ણમાક્ષિક ભસ્મ ૨ રતી, જહરમોહરા ભસ્મ ૨ રતી, અર્જુન છાલનુ ચૂર્ણ ૨ આનીભાર તથા સિતોપલાદી ચૂર્ણ ૨ આનીભાર મધ સાથે સાંજ-સવાર ચાટવાથી સારો ફાયદો થશે

સ્તનરોગ, સોજો, પાક, દુખાવો, ઢીલાપણ વગેરે

૩૨૬ ઇસબગોલ—ઓથમીજીરૂ પાણી નાખી ચૂલાપર મૂકી પકવીને સ્તનો પર લેપ કરવાથી, ગરમીને લીધે સ્તનો પર આવેલો સોજો ઉતરી જાય

૩૨૭ જીરૂ પાણીમા ઝીણુ વાટી લેપ કરવાથી સોજો ઉતરે તથા લટકી ગયેલા સ્તનો સારા થાય

૩૨૮ ૨ તોલા વરિયાળી ૪ કપ પાણીમા વાટીને ઉકાળવી તથા અર્ધો કે પોણો કપ પાણી રહે ત્યારે ગાળીને તેમા ઝીણી વાટેલી મરેઠી તોલો ૧ નાખી જરા ઘટ્ટ થાય તેમ ફરી ગરમ કરીને, સ્તનો પર લેપ કરવો કોઈ પણ સોજો ઉતરે

૩૨૯ પીનુડીના પાન તેલ ચોપડીને સ્તન ઉપર રાત્રે બાધી મૂકવાથી દુધ જામી જવાથી આવેલો સોજો ઉતરી જાય છે

૧૪૧ નાગબલાનાં મૂળ પાણીમાં વાટી સ્તનો પર ચોળવાં તથા ચોપડી રાખવાં. જેથી સ્તનો કઠિન, પુષ્ટ તથા ઊંચા થાય.

૩૪૨ લીલી કમળકાકડી વાટી, દૂધ સાકર સહિત, ( પચે તેટલા પ્રમાણમાં ) સવારે પીવાથી સ્ત્રીઓના સ્તન એક માસમાંજ ઘટ્ટ તથા સુડોળ બની જાય છે ઔષધિવાળું દૂધ સવારે પીધા બાદ તે પચી જઈ ભૂખ લાગે ત્યારે જ બપોરે જમવું જોઈએ. વચ્ચે કશું ખાવું નહિ.




ઉદરશૂળ, મંદાગ્નિ, દુખાવો, આફરો

૩૪૩ ૦ા તોલો કાયફળ પાણી સાથે ઉકાળી સાકર નાખી પીવાથી પેટનો દુખાવો મટે. કાયફળ ઝીણું વાટીને નાખવું.

૩૪૪ ચણાપ્રમાણ ઊંચી હીંગ મુનક્કા દ્રાક્ષ સાથે ખાવાથી ઉદરશૂળ મટી જાય.

૩૪૫ હીંગ વાલ ત્રણ; પાણી તોલા ૨ા માં ઉકાળીને સવાર–સાંજ બે વખત પીવાથી મંદાગ્નિ મટે. ઉકાળેલા પાણીના બે ભાગ કરી સવારસાંજ એક એક ભાગ પીવો.

૩૪૬ કલીંજી જીરૂં ૦ા થી ૦ાા તોલો પાણી સાથે ખાવાથી આફરો ઉતરી જાય છે.

૩૪૭ રૂમી મસ્તકી ૦ા તોલો વાટી મધમાં ચાટવાથી પેટનો વાયુને લીધે થતો દુખાવો મટે.

૩૪૮ લીંબુના પાન અથવા છાલ-પાણીમાં ઉકાળી પીવાથી પાચનશક્તિ સુધરે છે.

૩૪૯ ઝેરકોચલાનાં બીજ ઘીમાં તળી, ખાંડી ચૂર્ણ કરવું. તે ચૂર્ણ ૧ થી ૨ ચુંજાપ્રમાણ મધમાં ચાટવાથી ઉદરશૂળ તથા મંદાગ્નિ મટે.

૩૬૦ તરબૂચનો રસ સાકર નાખી પીવાથી ખોટી તરસ શાંત થાય. પેટમાં દાહ મટે.

૩૬૧ વરિયાળી ચાવીને ખાવાથી વધારે તરસ લાગતી હોય તો મટે.

**પેટમાંની ગાંઠ ગાળવા માટે ઉપાય**

૩૬૨ ભોરીંગણી મૂળ સહિત લાવી સુકાવી ચૂર્ણ કરી લેવું તથા ૧૦ માસા પ્રમાણે દિવસમાં બે વખત ગરમ પાણી સાથે ખાવું. આ પ્રમાણે ૭ દિવસ ખાવાથી પેટમાં કોઈ પણ રોગની ગાંઠ હશે તો તે દુર થશે.

**પેટનો વાયુ ગોળો:-તે માટે ખાસ બીડી**

૩૬૩ આંબાનાં પાન સુકાવી તેની બીડીઓ વાળી દિવસમાં ત્રણ ચાર વખત પીવાથી વાયુગોળાનું દરદ જાય.

**ખોટી ભૂખ-પેટમાં દાહ-અન્નનળીનો સોજો**

૩૬૪ બાવળનાં ફૂલ અને મીઠું સમભાગે મેળવી ખાંડી ચાળીને તેમાંથી ૭ માસા સુધી થોડા દિવસ ખાવાથી પેટમાં થતો દાહ તથા બળતરા મટે.

૩૬૫ તલ તોલો ૧ પાણીમાં વાટી તેમાં સાકર તોલા ૨ નાખી ( એકાદ કપ કરવું ) પીવાથી અન્નનળીનો સોજો તથા બળતરા મટે. સવારે પીવું. થોડો વખત મટે ત્યાં સુધી ચાલુ રાખવું.

૩૬૬ સવારમાં બીજું કાંઈ પણ ખાતાં પીતાં પહેલાં પીસ્તાં ખાવાથી ખોટી ભૂખ લાગતી હોય તો બંધ થાય.

**ઊલટી-ઊબકા**

૩૬૭ સકરજનમાં ચોતરફથી લવીંગ ખોસીને ચાર ૭ દિવસ

રાખી મૂકો, બાદ ૩ થી ૫ લવિંગ વાટીને દિવસમાં બે વખત મોટાંને તથા ૨ લવિંગ નાનાં બચ્ચાંને મધ સાથે ચટાડો, આથી હૃદયના રોગો તથા અતિસાર મટે. પાચનશક્તિ સુધરે. બચ્ચાંના ઝાડા, ખાંસી તથા ઉલટી બંધ થાય, દૂધ વગેરે પચે.

૩૬૮ કેરબો પોણા બે માસા અતિ ઝીણો વાટી, ગુલાબજળમાં ઘૂંટીને ખાવાથી ઊલટી ઊબકા બંધ થાય.

૩૬૯ સુકાયેલાં લીંબુને વીંધી દોરી પરોવી બેઉ બાવડે મજબૂત બાંધવાં, તથા સૂકાં લીંબુનો કકડો મોંમાં રાખી રસ ચૂસવો. ઊલટી ઊબકા બંધ થશે.

૩૭૦ આમલી પાણીમાં ભીંજાવી, ઘોળી તે પાણી થોડું થોડું પીતા રહેવાથી પીત્તની ઊલટી ઊબકા બંધ થશે. ઘણી તરસ તથા દાહ પણ શાંત થશે.

૩૭૧ ચોખાનું ધોવણ પીવાથી ઊલટી અને તરસ મટે.

૩૭૨ મોટી એલચીનાં ફોતરાં તોલો ૧।। ગુલાબજળમાં ઉકાળીને પાવાથી ( ગાળીને ) ઊલટી મટી જાય.

૩૭૩ લવીંગ નંગ ૫ વાટીને પાણી સાથે પાવાથી અથવા થોડાક પાણીમાં ઊકાળીને પીવરાવવાથી ઊલટી ઊબકા શાંત થાય

૩૭૪ કેસર વાલ ૧ પાણીમાં ( પાણી ૧ ઔંસ ) ઘૂંટી ગરમ કરી પાવાથી ઊલટી શાંત થાય.

૩૭૫ મોરપીંછના ચાંદલા બાળી તેની રાખ સમભાગ એલચીના ચૂર્ણમાં મેળવી, બે વાલ મધમાં ચાટવાથી ઊલટી તથા ઊબકા મટી જાય છે.

૩૭૬ નારિયેળનાં છાલાં બાળી તેની રાખ બેઆનીભારથી ૦। તોલો પાણી અથવા ગુલાબજળમાં મેળવી પાવાથી ઊલટી-ઊબકા મટે.

૩૭૭ સોનાગેરૂના ગાંગડાને ખૂબ તપાવીને બે ઔંસ પાણી અથવા ગુલાબજળમાં ઠારવો. આમ ત્રણ વાર કરીને તે પાણી પાવાથી સખત ઊલટી ઊબકા પણ મટે છે.

૩૭૮ કપૂરકાચલીનું ચૂર્ણ બેઆનીભારથી ૦। તોલો સુધી પાણી સાથે પીવાથી અગર મધમાં ચાટવાથી ઊલટી તથા ઊબકા બંધ કરવામાં સારો ગુણ બતાવે છે.

સતત હેડકી આવવી

૩૭૯ નાકછીંકણી સૂંઘવાથી હેડકી મટે.

૩૮૦ જેઠીમધ નવ માસા તથા સાકર ૭ માસા સાથે ખાંડીને તેના ચૂર્ણની ૩ પડીકી કરવી. સવારે, બપોરે તથા રાત્રે લેવાથી હેડકી મટે.

૩૮૧ ફુલાવેલો ટંકણખાર બે માસા લઇ ગોળમાં ગોળી કરીને ગળી જવાથી હેડકી બેસી જાય.

૩૮૨ કાળાં મરી બે બે દાણા થોડા અજમા સાથે ચાવવાથી હેડકી બેસી જાય.

૩૮૩ શ્વાસ રોકવાથી પણ હેડકી બેસે.

૩૮૪ મરી અને અજમાને ખોખરાં કરી અંગારા પર ચપટી ચપટી નાખીને તેની ધૂમાડી લેવાથી પણ ફાયદો થાય છે.

૩૮૫ આમળાં તોલો ૧, પાણી ઔંસ ૧ માં ભીંજવી ત્રણ કલાક બાદ ચોળી, મસળી, ગાળીને તેનાં નાકમાં ટીપાં પાડવાથી હેડકી મટે.

૩૮૬ કલીંજી જીરૂં માસા ૩ વાટીને માખણ તોલો ૧! સાથે મેળવી ખાવાથી હેડકી મટી જાય છે.

ઝાડા-ઊલટી કૉલેરા માટે

૩૮૭ એરંડાની કુંપળ બે નીચોવીને તેનો રસ પીવાથી કોલેરા મટે.

૩૮૮ ઝેરી નારિયેળ પાણી અથવા ગુલાબજળમાં ઘસીને પાવાથી કૉલેરા મટે.

૩૮૯ સફેદ એલચીનાં ફોતરાં અરધો શેર પાણીમાં ઉકાળી પાણી અરધું રહે ત્યારે ગાળીને પાવાથી ઊલટી, ઝાડા-કૉલેરા મટે.

૩૯૦ આમલી ૯ ભાગ, ભિલામો ૮ ભાગ એકત્ર વાટી ધોળી ડુંગળીનો રસ તોલા ૨૦ લઈ તેમાં મેળવીને કુચા કાઢી નાખી તે રસ ૨ તોલા પાવો, એટલે ઝાડા-ઊલટી તત્કાળ બંધ થશે તથા કૉલેરા મટશે. ઉપરની દવા કલાકે કલાકે આરામ જણાય ત્યાં સુધી જરૂર જણાય તે મુજબ આપવી.

૩૯૧ આદુનો રસ બે તોલા તથા ધોળી ડુંગળીનો રસ બે તોલા મિશ્રણ કરી થોડું ગરમ ઘી નાખી પાવો તથા ત્યાર બાદ મટે ત્યાં સુધી દર કલાકે બે બે તોલા ડુંગળીનો રસ પીવરાવવો. કાંઈ ખાવા આપવું નહિ. છાશ પીવા આપી શકાય.

લીવર-કાળજાના રોગો, એનીમીયા, પાંડુ

૩૯૨ મુનક્કા ખાવાથી લોહી વધે, યકૃત દોષો ઘટે, તથા યકૃત બળવાન બને.

૩૯૩ હીંગ તોલો ૧, ગુલાબનું તેલ તોલો ૧, તથા મીણ દસ માસા લેવું. મીણ તથા ગુલાબનું તેલ ગરમ કરી તેમાં વાટેલી હીંગ નાંખી મિશ્રણ કરી તેનો લેપ કરવાથી કાળજાનો દુખાવો મટે.

૩૯૪ કાસનીનો રસ ૪ તોલા, તેમાં શીકંજબીન ચાર તોલા મેળવીને પાવાથી લીવરનો સોજો ઉતરે.

૩૯૫ મોમાઈ બે માસા ખાવા આપીને એળીઓ તથા સૂંઠ ૦॥ તોલો લઈ, વાટી, પાણી નાખી, ગરમ કરી કાળજા પર લેપ કરવાથી દુઃખાવો મટે. સોજો ઉતરે.

૩૯૬ દાડમનો રસ પીવાથી લીવરને શકિત આપે.

૩૯૭ રાઈ તોલો ૧ થોડા ગાયના દૂધમાં લસોટી લેપ કરવાથી કાળજાનો સોજો ઉતરે. અભાવે કોઈ પણ દૂધ ચાલે.

૩૯૮ કાસનીનાં બીજ, સુખડ, ગુલાબનાં ફૂલ, જવ પીલુડી તથા મીઠું સઘળું સમભાગ લઇ ખાંડીને તેમાં પીલુડીનો રસ તોલા ૫, સરકો તોલા ૫ તથા તલનું તેલ તોલા ૨॥ નાખી ગરમ કરી ખદખદાવી લેપ કરવાથી લીવરનો સોજો ઉતરી જાય.

૩૯૯ કારેલાંનો રસ કાઢી બે ત્રણ ઔંસ જેટલો રસ મધ નાખી પીવાથી જલોદર તથા લીવરના રોગો મટે. રોજ સવારસાંજ બે વખત પીવો જોઇએ.

૪૦૦ કુંવારનો ગર્ભ ૨ તોલા થોડી હળદર તથા સિંધવ નાખીને સવારમાં પીવાથી લીવરના રોગો મટે. ભૂખ ઊઘડે.

૪૦૧ શેકેલાં કડાં ( કડુ ) નું ચૂર્ણ બેઆનીભાર ગરમ પાણી સાથે ફાકી મારવાથી યકૃતના સર્વ દોષો તથા સોજા ઉતરી જાય.

શરીર પીળું થઈ જવું, કમળો

૪૦૨ મેથીનાં પાન તોલા ૫ ઝીણાં વાટીને રાત્રે પાણીમાં ભીંજાવી રાખવાં. સવારે ચોળી મસળીને ગાળી, નીચોવી તે પાણી પીવું. એ પ્રમાણે આઠ દિવસ કરવાથી કમળો મટે.

૪૦૩ ખાખરાનાં ફૂલ જે કેસૂડાં કહેવાય છે તે સાત માસા લઈ માટીના કોરા વાસણમાં રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળી, નીચોવી તેમાં સાત માસા સાકર ભેળવી પીવાથી કમળો મટી જાય છે. આઠ દસ દિવસ પીવું.

૪૦૪ ખાવળનાં ફૂલ સુકાવી ખાંડી સમભાગ—સાકર સાથે મેળવી હથેળી ભરીને રોજ સવારે ખાવાથી કમળો મટે.

૪૦૫ ચણાની ફોતરી પાંચ તોલા રાતભર પાણીમાં ભીંજાવીને સવારે સાકર મેળવી પીવાથી કમળો મટે.

૪૦૬ મૂળાનાં પાનનો રસ એક ગ્લાસ સાકર નાખી સવારમાં પીવાથી કમળો મટી જાય છે.

૪૦૭ શંખાવલી સાત માસા, ખાવળનાં પૈડીયાં સાત માસા બેઉને અધકચરાં ખાંડી રાતભર પાણી શેર ૧ નાખીને ભીંજાવી સવારે ધીમે તાપે ઉકાળતાં આઠમા ભાગનું પાણી રહે ત્યારે ગાળીને પીવરાવવાથી કમળો મટી જાય છે.

પેટમાં પાણીનો જમાવ–જલોદર, સોજા

૪૦૮ કાંકચનાં પાન તથા મૂળ વાટી પાણી સાથે લસોટી, હાથે પગે તથા પેટ પરના સોજા ઉપર લેપ કરવાથી જલોદરના સોજા ઉતરી આરામ થાય.

૪૦૯ નરકચૂરો અને સૂંઠને પીલુડીના રસમાં વાટીને લેપ કરવાથી પેટનો સોજો ઉતરી જાય. જલોદર મટે.

૪૧૦ પીળી છાલનાં હરડાંનું ચૂર્ણ ૦। થી ૦॥ તોલો, પાંચ તોલા ઊંટના પિશાબ સાથે સવારે પીવાથી જલોદર તથા કમળો મટે.

૪૧૧ રેવંચીની ૭ રતી પ્રમાણે વરિયાળીના સારી રીતે ઉકાળેલા પાણી સાથે લેવાથી જલોદર મટે.

૪૧૨ જદવાર એક રતી માતાના દૂધ સાથે ખવરાવવાથી બાળકોનું જલોદર તથા લીવરના રોગો મટે.

૪૧૩ મૂળાનો રસ ચાર તોલા ગરમ કરી મધ નાખી પીવાથી જલોદર મટે. સવારસાંજ બે વખત મટે ત્યાં સુધી પીવું.

૪૧૪ સીકંજબીન તોલા ૨ માં ચાર રતી ફીંદરૂ મેળવી તેને ૧ તોલો મધ તથા ૧ તોલો પાણીમાં મેળવી પીવરાવવાથી જલોદર મટે છે બરોળના દોષ દૂર થાય છે.

૪૧૫ ૦। તોલા નસોતરમાં ત્રિધારી થોરનું દૂધ નાંખી ઘૂંટીને ૩ ગોળી કરવી. રોજ સવારે ૧ ગોળી પાણી સાથે લેવી. ( નિમક ) મીઠું ખાવું નહિ. તથા ખોરાકમાં ઘી બરાબર ખાવું. જલોદર તથા સર્વાંગના સોજા ઉતરે.

૪૧૬ કાસુંદરીનાં પાન તોલા ૧॥ કાળાં મરી નંગ ૨૧ વરિયાળી તોલો ૧॥. સઘળું પાણીમાં ખૂબ લસોટી,

ગાળીને પીવાથી દરેક પ્રકારનું જલોદર મટી જાય છે.

૪૧૭ બકરીની લીંડી, ગાયના પેશાબ તથા સુરકામાં ઉકાળી તેનો પેટ વગેરે સોજા પર ગરમ ગરમ જાડો લેપ કરવાથી સર્વ પ્રકારના જલોદર સોજા સહિત મટી જાય છે.

૪૧૮ સરકો શેર ૧ તથા પાણી શેર ૧ મેળવીને ઉકાળતાં અડધું રહે ત્યારે ઠંડુ થયેથી પાણીને બદલે પીતા રહેવાથી જલોદર મટે.

૪૧૯ કારેલાના મૂળનું ચૂર્ણ સાડાત્રણ માસા આઠ દિવસ સુધી સવારે પાણી સાથે ખાવાથી જલોદર મટે

૪૨૦ જંગલી કાંદાને ખમીરવાળા લોટના ગોળામા મૂકી અગ્નિમા બાકીને તેમાંથી ૪ રતી કાપીને બે તોલા બીજોરાના શરબતમાં મેળવી પાવાથી જલોદરનું પાણી પિશાબદ્વારા નીકળી જાય.

૪૨૧ કારેલાના તાજા મૂળનો રસ પાચ સાત તોલા સવારે પીવાથી જલોદર મટી જાય. આરામ થાય ત્યા સુધી ચાલુ રાખવું.

૪૨૨ કારેલાના તાજા મૂળ વાટી પેટ પર લેપ કરવો તથા કબજિયાત થવા દેવી નહિ. જલોદર મટશે

બરોળનું વધવું સોજો–પીડા

૪૨૩ ત્રણ માસા ઉટીગણ બે તોલા સીકંજબીન સાથે સેવન કરવાથી બરોળનું દર્દ મટી જાય.

૪૨૪ પીલુડીનો રસ ૨ તોલા, કાસનીનો રસ ૨ તોલા તથા બે તોલા સીકંજબીન અને બે તોલા બીજોરાનું શરબત બધું મેળવી પી જવાથી વધેલી બરોળ મટે.

૪૨૫ સરકા સાથે અંજીર ખાવાથી બરોળમાં ફાયદો થાય.

૪૨૬ ગંધકનો અર્ક ૧ થી ૪ રતી પાણી સાથે પીવાથી બરોળનો સોજો મટે ભૂખ ઊઘડે.

૪૨૭ ગરમાળાને પીલુડીના રસ સાથે વાટી બરોળ પર લેપ કરવાથી બરોળનો સોજો મટે તથા કદ નાનું થાય છે.

૪૨૮ દૂધીની છાલ સાત માસા બે તોલા સીકંજબીન સાથે વાટીને સેવન કરવાથી, ગરમીના કારણે બરોળમાં સોજો આવ્યો હોય તો મટી જાય છે.

૪૨૯ તલ અને મૂળા સમભાગે લઇ વાટી; ગરમ કરીને બરોળ પર ઘટ્ટ લેપ કરી પાટો બાંધી સૂઇ જવાથી બરોળનો સોજો મટે.

૪૩૦ મજીઠનું ચૂર્ણ તોલો ૦। સુરકા સાથે ખાવાથી બરોળ મટે.

૪૩૧ મેથી, કલૌંજી જીરૂં, અને નવસારનું સમભાગ ચૂર્ણ કરી ૦। તોલા પ્રમાણે સવારસાંજ પાણી સાથે લેવાથી બરોળની ફરિયાદ દૂર થાય છે.

૪૩૨ કેરીનું અથાણું સરકામાં બનાવીને ખાવાથી બરોળ મટે.

૪૩૩ પોણા બે માસા નવસાર મૂળાનો રસ તોલા પાંચમાં નાખી પીવાથી બરોળ મટી જાય છે.

૪૩૪ કતીરો ગુંદર બે માસા, પ્રવાલભસ્મ રતી ૨ સાથે ખાવાથી ફાયદો થાય.

૪૩૫ મેથી અગિયાર માસાનું ચૂર્ણ તથા સાકર સાડાત્રણ માસા મેળવીને બે તોલા સરકા સાથે સવારમાં ખાવાથી બરોળ મટે.

૪૩૭ કુંવારના રસમાં અજમો ૧ દિવસ ભીંજાવી, સુકાવી તેનું ચૂર્ણ રોજ બે ત્રણ વખત ૩ માસા પ્રમાણે ખાવાથી બરોળનો સોજો તથા પેટના સર્વ રોગ મટે.

૪૩૮ ઘઉંનું થુલું, બાજરો અને મીઠું સમભાગ લઇ તેની પોટલી કરી શેક કરવાથી વધેલી બરોળ સારી થાય.

આંતરડાના રોગો, ઝાડા

૪૩૯ ઝાડા થાય ત્યારે એરંડીયું પી પેટ સાફ કરી લેવાથી તથા એક દિવસ ઉપવાસ કરી લેવાથી ઝાડા બંધ થઈ જાય છે.

૪૪૦ ત્રણચાર માસા તજનું ચૂર્ણ દહીં અથવા છાશમાં મેળવીને પીવાથી ઝાડા બંધ થાય.

૪૪૧ પોણા બે માસા સુંઠ વાટીને પાણી સાથે ફાકી લેવાથી ઝાડા બંધ થઈ જાય છે.

૪૪૨ ઉંબરાના કુંપળ ચૌદ માસા વાટીને વાસી પાણીમાં (રાતવાસી) મેળવીને પી જવાથી ઝાડા બંધ થાય.

૪૪૩ કાયફળનું ચૂર્ણ ૩ માસા પાણી સાથે ફાકવાથી ઝાડા બંધ થાય.

૪૪૪ જાંબુના ઠળિયા સુકાવી સમભાગ સાકર સાથે ખાંડીને તેનું ચૂર્ણ હથેળી ભરીને પાણી અગર છાશ સાથે દિવસમાં બે ત્રણ વાર લેવાથી ઝાડા બંધ થાય.

૪૪૫ ત્રણ માસા સુંઠને પાણીમાં ભીંજાવી તેમાં થોડા ચોખા રાંધીને તે ભાત, દહીં તથા જીરૂં નાખી

ખાવાથી ઝાડા મટી જાય છે. રાંધતી વખતે ચોખામાં એકાદ તોલો ઘી નાખવું.

૪૪૬ કપૂરકાચલીનું ચૂર્ણ તોલો ૦ાા સમભાગ સાકર સાથે ઠંડા પાણીમાં ખાવાથી ઝાડા બંધ થાય.

૪૪૭ થોડા ગાયના ઘીમાં વરિયાળી શેકીને તેનું ચૂર્ણ કરી સમભાગ સાકર સાથે સાત માસા રોજ સવારે ખાવાથી ઝાડા મટે.

૪૪૮ લીંબુનાં બીજનું ચૂર્ણ ૦ થી ૦ાા તોલો દિવસમાં બે વાર પાણી સાથે ફાકવાથી ઝાડા મટે.

૪૪૯ શંખજીરૂં બે માસા દહીંમાં નાખી પીવાથી ઝાડા મટે.

૪૫૦ એરંડાનાં બીજ ( એરંડી ) ખાંડી ગાયનું દૂધ નાખી પથ્થર પર ખૂબ લસોટી રોટલીની કણક જેવું કરી ગરમ કરીને તેનો જાડો લેપ પેટ પર કરી બાંધી રાખવાથી આંતરડાનો ફૂલાવો, દુખાવો મટી જાય. આ પ્રયોગ રાત્રે સૂતી વખતે થોડા દિવસ કરવો.

૪૫૧ મેંદીના બીજનું ચૂર્ણ સવાબે માસા, બે અઢી તોલા વરિયાળી એક ગ્લાસ પાણીમાં રાત્રે ભીંજાવી રાખી ગાળી લઈ, તે પાણી સાથે લેવાથી આંતરડાના રોગો મટી જાય.

૪૫૨ સાબરશૃંગ બાળીને તેની રાખ ૨ રતી મધ સાથે રોજ બે વખત ચાટવાથી તથા પચે તેવો હલકો ખોરાક લેવાથી આંતરડાનાં દરદોમાં ફાયદો થાય.

૪૫૩ આંતરડાંની બિમારીવાળા દરદી માટે છાશનું સેવન ઉત્તમ ઉપાય છે.

મરડો, આમ :

૪૫૪ મૂળાનાં બીજ શેકીને તેનું ચૂર્ણ ૦ાા તોલો મધ અથવા. સમભાગ સાકર સાથે દિવસમાં બે વખત લેવાથી આમયુક્ત મરડો તથા ઝાડા મટે.

૪૫૫ કતીરો ગુંદર ત્રણ માસા પાણીમાં ભીંજવી સાકર નાખી સવારસાંજ પીવાથી મરડો મટી જાય.

૪૫૬ તકમરિયાં તેલવાળાં કરી સહેજ શેકીને પાણીમાં ભીંજવી સાકર નાખી પીવાથી ઝાડા તથા મરડો મટી જાય.

૪૫૭ શેકેલ જીરાનું ચૂર્ણ ૦ા તોલો દહીંમાં નાખી રોજ મટે ત્યાં સુધી બેચાર વાર પીવાથી મરડો તથા ઝાડા મટે.

૪૫૮ બદામ બે તોલા પાણી સાથે ખૂબ લસોટી, ગાળી, નીચોવીને પીવાથી મરડો મટે.

૪૫૯ સત ઈસબગોલ ૧ તોલો સાકરવાળા પાણી અગર છાશ સાથે ખાવાથી મરડો મટી જાય છે.

૪૬૦ ઈંડાની સફેદી બદામના તેલ સાથે મેળવીને નાભિ નીચે લેપ કરવાથી મરડો મટી જાય.

૪૬૧ હીમજ, વરિયાળી, સાકર અને સૂંઠ દરેક સમભાગ લઈ ખાંડી ચાળી, તેની ૦ા તોલો ફાકી પાણી સાથે દિવસમાં ત્રણ વાર લેવાથી મરડો, આમ, ઝાડા વગેરે પેટના રોગો મટી જાય છે. તથા દસ્ત સાફ આવી આરામ થાય છે. આરામ થયા બાદ રોજ ૦ા થી ૦ાા તોલો રાત્રે ખાવાથી કબજિયાત પણ મટે છે.

૪૬૨ આકડાના મૂળની છાલ પાણીમાં વાટી ગરમ કરી પેટ પર લેપ કરવાથી મરડો તથા આંતરડાંના દરદોમાં ફાયદો થાય.

૪૬૩ મહુડાના બીજને પાણીમાં લસોટી તેની બત્તી બનાવી (અંગુઠા પ્રમાણે સોગઠી) ગુદામાં રાખવાથી આંતરડાંના રોગો મટી જાય છે. બત્તી થોડીક સુકાયા બાદ ઉપયોગ કરવો.

૪૬૪ સૂંઠ ૦।। તોલો, ઘી તોલો ૧ સાથે ગરમ કરી કકડાવી, નીચે ઉતારી ઠંડુ થયા બાદ થોડો ગોળ મેળવી ખાવાથી આમ પડતો બંધ થાય.

૪૬૫ પીળાં હરડાં, એળિયો અને મહુડાંના બીજ સમભાગે લઈ પાણી સાથે વાટી ગરમ કરી પેટ પર લેપ કરવાથી બાળકોનાં પેટનાં દરદો અને કબજિયાત મટે.

૪૬૬ રસવંતી અને અરીઠાંના બીજનો મગજ કાઢી સમભાગે લઈ તથા મગ જેવડી ગોળીઓ બનાવી ધાવણાં બાળકને સવારે ૧ થી ૨ ગોળીઓ આપવાથી બાળકોના લીલા ઝાડા મટી જાય છે.

કૃમિ-કરમ-કબજીયાત

૪૬૭ મુનક્કા દ્રાક્ષનાં અંદરનાં બીજ કાઢી નાખીને તેમાં અકેક વાવડીંગનો દાણો મૂકી મોટાં માણસને વીસ દ્રાક્ષ તથા બાળકોને પાંચથી દશ દ્રાક્ષ ચાવીને ખાવા આપવાથી કરમ મટી જાય તથા બહાર પણ નીકળી જાય છે.

૪૬૮ એરંડાના ઝાડની કુંપળનો રસ ગુદાની અંદર તથા ઉપર લગાડવાથી કરમીયા મરીને નીકળી જાય છે

૪૬૯ ખાટા દાડમની છાલ તોલા ૫ અરધો શેર પાણીમાં ઉકાળી ત્રીજો ભાગ પાણી રહે ત્યારે ગાળીને ત્રણ દિવસ સુધી સવારે પીવરાવવું. ચોથે દિવસે એર ડિયાનો જુલાબ આપવાથી ચપટા કૃમીનો નાશ થાય છે તથા નીકળી જાય છે

૪૭૦ ખાટા દાડમની છાલ સુકાવી તેનુ ચૂર્ણ નાડા ત્રણ માસા ગરમ પાણી સાથે ખાવાથી કરમીયા નાશ પામે.

૪૭૧ ઘોડાના પગની ખરીઓ બાળીને તેની રાખ રોક માનો મધમા ચાટવાથી ચપટા કરમનો નાશ થાય.

૪૭૨ વાવડીંગનુ ચૂર્ણ સાકર અને ગાયના ઘીમા બેઆની ભાર ચાટવાથી ચપટા કૃમી નાશ પામે

૩૭૩ આમળા તોલા ૨ રાત્રે થોડા પાણીમા ભીજાવીને સવારે તે પાણી ગાળીને પીવાથી પેટના જંતુઓનો નાશ થાય.

૪૭૪ મરકો પીવાથી કરમિયા મટે.

૪૭૫ કાકચના પાનનો રસ ચમચો પીવરાવવાથી કૃમી નીકળી જાય છે.

૪૭૬ મત ઇસબગોલ તોલો ૧ રાત્રે સૂતી વખતે સાકર નાખેલા ગરમ દૂધ સાથે ખાવાથી કબજિયાત, મરડો, રક્તસ્રાવ મટે. ઉપરાંત પ્રદર, સ્વપ્નમા વીર્યસ્રાવ અને અશક્તિ દૂર થાય

૪૭૭ હરડા, બહેડા તથા આમળાં સમભાગે લઈ ખાંડીને તેનું ચૂર્ણ રોજ રાત્રે ૦ાા તોલો પ્રમાણે પાણી સાથે

રોટલો બદલાવતા રહેવુ દર્દના પ્રમાણમા રોજ બે કે ત્રણ રોટલા ખાધવા, આરામ થાય તેટલા દિવસ આ ક્રમ ચાલુ રાખવો.

૪૮૫ ગુલેઅગ્માની ખવગાવવાથી લોહીવાળા ઝાડા મટી જાય.

૪૮૬ દાડમનો રસ પીવાથી રક્તસ્રાવ તથા ઝાડા મટે

૪૮૭ શેકેલા બગદાણા ૧ તોલો, પાણી સાથે વાટી તેમાં માડાચાર માસા તકમરિયા અને માડાચાર માસા ઘસીને ઉતારેલું ચદન મેળવીને પીવગાવવાથી આતરડાનો રક્તસ્રાવ બધ થય છે

૪૮૮ તકમરિયાં શેકીને વાટી તેનુ ચુર્ણ ૦ા થી ૦ાા તોલો પાણી સાથે દિવસમા બે વખત લેવાથી તથા પ્રવાહી ખોરાક પર રહેવાથી મરડો તથા આતરડામા ઝખમ ક્ષત હોય તો તે મટી જાય છે

જૂના ઝાડા સંગ્રહણી નેપાળાનો ઉતાર

૪૮૯ વાળો સાડા ત્રણ માસા, દોઢ શેર પાણીમા ઉકાળતાં દસ તોલા બાકી રહે ત્યારે ગાળીને સવારમા તથા સાજે પીવાથી ઝાડા, મરડો અને સગ્રહણી નાબૂદ થઈ જાય છે

૪૯૦ અર્ધો તોલો સફેદ ખસખસ અને અર્ધો તોલો કાળી ખસખસ વાટીને સનાગ્માજ ખાવાથી જૂના ઝાડા મટી જાય

૪૯૧ બાવળા ફૂલ ૦ાા તોલો વાટી સાકર સાથે દિવસમાં બે ત્રણવાર ખાવાનુ ચાલુ રાખવાથી જૂના ઝાડા, સગ્રહણી મટે ખોરાકમા દહીભાત લેવા

અગર ગરમ દૂધ સાથે લેવાથી કબજિયાત મટે. નેત્ર-રોગમાં પણ હિતકર છે.

૪૭૮ કાળી દ્રાક્ષ ચાવીને ખાવાથી કબજિયાત મટી જાય છે.

૪૭૯ હીમજ અથવા હરડેનું સેવન કબજિયાત માટે અકસીર અને નિર્ભય ઉપાય છે.

૪૮૦ તાંદળજાની ભાજી વગેરે લીલાં શાકભાજી ખોરાકમાં વધારે લેવાથી કબજિયાતની આદત જાય છે તથા આરોગ્ય સુધરે છે. તેલ મરચું ઓછાં ખાવાં જોઈએ.

૪૮૧ સવારે ૪ વાગે એક લોટો પાણી પીને પાછું સૂઈ જવાથી કબજિયાત નાબૂદ થાય છે. પણ પાણી પીને સૂઈ જવું જોઈએ.

આંતરડાંમાંથી લોહીયુક્ત ઝાડા, ઝખમ, ચાંદું

૪૮૨ ખસખસનાં પોસ્તનું ચૂર્ણ સવારે સાડાચાર માસા ખાવાથી લોહી સાથેનો ઝાડો તથા મરડો મટી જાય છે.

૪૮૩ મરવાનાં બીજ તોલા ૨, ગુંદર તોલા ૨, અને ખસખસનાં પોસ્ત તોલો ૧ લઈ ખાંડી તેનું ચૂર્ણ ૦ા તોલો દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી લોહીવાળા ઝાડા તથા મરડો મટી જાય છે.

૪૮૪ દરદીને દહીં, ભાત, છાશ; મોસંબી અને દાડમના રસ પર જ રાખી પેટ પર ખેતરની કાળી માટીનો પાણી નાખી જાડો રોટલો બાંધવાથી આંતરડાંમાંથી રક્તસ્રાવ બંધ થાય. લોહીવાળા ઝાડા મટે. મરડો નાબૂદ થાય. સર્વ ઉદરરોગો નાશ પામે. દર બબ્બે કલાકે માટીનો

રોટલો બદલાવતા રહેવું. દર્દના પ્રમાણમાં રોજ બે કે ત્રણ રોટલા બાંધવા, આરામ થાય તેટલા દિવસ આ ક્રમ ચાલુ રાખવો.

૪૮૫ ગુલેઅરમાની ખવરાવવાથી લોહીવાળા ઝાડા મટી જાય.

૪૮૬ દાડમનો રસ પીવાથી રક્તસ્રાવ તથા ઝાડા મટે.

૪૮૭ શેકેલા બબદાણા ૧ તોલો, પાણી સાથે વાટી તેમાં સાડાચાર માસા તકમરિયાં અને સાડાચાર માસા ઘસીને ઉતારેલું ચંદન મેળવીને પીવરાવવાથી આંતરડાંનો રક્તસ્રાવ બંધ થાય છે.

૪૮૮ તકમરિયાં શેકીને વાટી તેનું ચુર્ણ ૦ા થી ૦ા તોલો પાણી સાથે દિવસમાં બે વખત લેવાથી તથા પ્રવાહી ખોરાક પર રહેવાથી મરડો તથા આંતરડામાં ઝખમ-ક્ષત હોય તો તે મટી જાય છે.

જૂના ઝાડા સંગ્રહણી નેપાળાનો ઉતાર

૪૮૯ વાળો સાડા ત્રણ માસા, દોઢ શેર પાણીમાં ઉકાળતાં દસ તોલા બાકી રહે ત્યારે ગાળીને સવારમાં તથા સાંજે પીવાથી ઝાડા, મરડો અને સંગ્રહણી નાબૂદ થઈ જાય છે

૪૯૦ અરધો તોલો સફેદ ખસખસ અને અરધો તોલો કાળી ખસખસ વાટીને સવારસાંજ ખાવાથી જૂના ઝાડા મટી જાય.

૪૯૧ બાવળાં ફૂલ ૦ા તોલો વાટી સાકર સાથે દિવસમાં બે ત્રણવાર ખાવાનું ચાલુ રાખવાથી જૂના ઝાડા, સંગ્રહણી મટે. ખોરાકમાં દહીંભાત લેવા.

૪૯૨ કેવળ છાશ પર જ રહેવાથી ભયંકર સંગ્રહણી પણ મટી જાય છે. બેત્રણ મહિના રહેવું જોઈએ

૪૯૩ ચવક, ચિત્રક, બીલાં અને સૂંઠ સમભાગે લઇ તેનું ચુર્ણ કરવું. તે ૦। થી ૦॥ તોલો દિવસમાં ત્રણવાર છાશ સાથે આપવું. ખોરાકમાં દહીંભાત અથવા કેવળ છાશ પર જ રહેવું. ઘણી દુષ્ટ સંગ્રહણી પણ મટે. ઓછામાં ઓછું ૧ માસ આ ઔષધિનું સેવન કરવું જોઈએ.

૪૯૪ પોણા બે માસા કતીરો ગુંદર દહીં સાથે ખાવાથી જમાલગોટો–નેપાળો કે નેપાળાવાળી દવા ખાવાથી થતા ઝાડા બંધ થાય છે.

૪૯૫ બીલીનાં સૂકવેલાં ફળ તથા આંબાનીગોટલી સમભાગ લઇ અધકચરૂં ખાંડી મૂકવું. તેમાંથી ૨ તોલા ભૂકો રાત્રે ૦॥ શેર પાણીમાં ભીંજવી સવારે ઢાંકયા વગર ઉકાળતાં ૦॥ કપ જેટલું પાણી રહે ત્યારે ગાળીને ઠંડું થયેથી પીવું. એવી રીતે સવારે બીજો બે તોલા ભૂકો ભીંજવી રાત્રે ઉકાળીને પીવું. કોઈપણ જાતના ઝાડા મટી જાય છે. જમવામાં માત્ર છાશ અથવા બહુ તો દહીં ભાત જ રાખવાં.

## સ્થાન ૯ મું

# ગુહ્ય-સ્થાનના રોગો
### અને તેનો ઉપચાર

હરસ, મસા, તેમાં લોહી થતા ઝાડા

૪૯૬ શંખજીરાનું ચૂર્ણ બે માસા દિવસમાં બે વખત દહીં સાથે લેવાથી ઉપરના રોગોનો ફાયદો થાય.

૪૯૭ અરડૂસાના પાનનો રસ ૪ તોલા કાઢી તેમાં સાકર મેળવીને સવારમાં પીવાથી હરસ, રક્તસ્રાવ તથા ઝાડા પણ મટે.

૪૯૮ બાવળના પાનનો રસ કાઢી સાકર નાખી એક એક તોલો રસ સવારસાંજ બે વખત પીવાથી ઉપરના બધા રોગો મટે.

૪૯૯ મધ્યમ કદના બે મૂળા બે તોલા સાકર સાથે રોજ સવારમાં ખાવાથી ૨૧ દિવસમાં હરસ તેના સર્વ ઉપદ્રવો સાથે મટે છે.

૫૦૦ જંગલી કાંદાનો રસ મસા ઉપર લગાડવાથી મસા ચીમળાઈ જાય છે.

૫૦૧ માડા સાત માસા બેરજો સવારમાં પાણી સાથે ત્રણ દિવસ સુધી ખાવાથી હરસ મટી જાય.

૫૦૨ તલ અને આસનનું ચૂર્ણ ( તલ ૦ા તોલો, આસન ૦ા તોલો ) સવારે ઘી સાકર સાથે ખાવાથી હરસમાં ફાયદો થાય.

૫૦૩ નાગકેસર અને સાકર સમભાગે ખાંડી તેનું ચૂર્ણ ૭ માસા લઈ માખણ સાથે અથવા પાણી સાથે સવારમાં લેવાથી હરસમાં આવતું લોહી બંધ થાય. મટે ત્યાં સુધી ચાલુ રાખવું.

૫૦૪ મેંદીનાં પાન વાટી તેની થેપલી ગુદાપર બાંધવાથી હરસ મટે.

૫૦૫ શેવાળ લાવી ગુદાપર મૂકી લંગોટ પહેરી રાખવાથી હરસની પીડા, દાહ તથા રક્તસ્રાવમાં ફાયદો કરે.

૫૦૬ ફુદીનાનાં પાન વાટી તેની લુગદી ગુદાપર બાંધવાથી ફાયદો થાય.

૫૦૭ આમલીના કાતરાની ઉપરની ફોતરી કાઢી વાટીને ચણા પ્રમાણ ગોળીઓ વાળી સુકાવી સવાર, બપોર, સાંજ ત્રણ વખત બે બે ગોળી પાણી સાથે લેવાથી હરસમાં ફાયદો થાય છે.

૫૦૮ કાળી મૂસળીનું ચૂર્ણ બબેઆનીભાર સવાર, સાંજ છાશ સાથે લેવાથી લોહી બંધ થાય.

૫૦૯ મૂળાની ભાજી ખાવાથી (મરચાં વગરની) હરસમાં ફાયદો થાય.

૫૧૦ ગોખરૂનાં લીલાં પંચાંગ ૨૦ તોલા લઈ પાણી નાખી બાફીને તેનું પાણી મીઠું, જીરૂં નાખી પીવાથી હરસનું લોહી બંધ થાય.

૫૧૧ લીલાં ગોખરૂનો રસ ૧ તોલો પીવાથી લોહી બંધ થાય.

૫૧૨ બાવળનાં ફૂલનું સાકર સાથે ચૂર્ણ કરી હથેળી ભરી પાણી સાથે રોજ સવારસાંજ ખાવાથી હરસ મટે. ફૂલ તથા સાકર સમભાગે લેવાં

૫૧૩ એક નારિયેળની ઉપરનાં ( સુકાં નારિયેળના ) છોતરાં બાળી સમભાગે સાકર મેળવી તેના ત્રણ પડીકાં કરવા તથા દિવસમા ત્રણ વખત પાણી સાથે લેવાં. હરસ મટે

૫૧૪ કાળીજીરી અધકચરી શેકીને તેનુ વસ્ત્રગાળ ચુર્ણ કરવુ ચોખાના ધોવણ સાથે દિવસમા બે વાર ૦ા-૦ા તોલો ખાવાથી બધી જાતના હરસમા ફાયદો થાય છે.

૫૧૫ ઇંદ્રજવ શેકેલા ખાંડીને તેનુ ૦ાા તોલો ચુર્ણ રોજ સવારે છાશ સાથે લેવાથી હરસમા ઘણીજ રાહત રહે.

૫૧૬ અસલ નાગકેસર બેઆનીભાર માખણ તથા સાકર સાથે સવારમા ખાવાથી લોહી પડતુ હોય તો ફાયદો કરે લોહી બધ થાય

૫૧૭ મૃગાના કાંદાની પાતળી ગોળ ચકતીઓ અપ્પુ વતી બનાવીને છાયામા સુકાવી, ખાંડી તેમા સરખે વજને સાકર મેળવી ચૂર્ણ બનાવવુ તથા રોજ સવારસાંજ ૮૦ દિવસ સુધી સેવન કરવુ હરસ મટી જાય

૫૧૮ નિર્મળીના બીજ બાળીને સમભાગ સાકર સાથે મેળવીને સવારસાંજ ૦ા તોલા પ્રમાણ પાણી સાથે ખાવાથી હરસ મટી જાય

૫૧૯ આનવીની છાલ ( કાતરાની ઉપરનું પડ ) બાળીને પા માસા સુધી દહી સાથે ખાવાથી હરસ મટે.

૫૨૦ કાકચીયા ( નાગરગોટા ) ૧ નંગ શેકીને સમભાગ સાકર સાથે વાટીને સવારે તથા સાંજે, બે વાર ખાઇ ઉપર એક એક ચમચો ઘી પીવુ. આ પ્રયોગથી ખુની

તથા ખાદી એટલે લોહીયાળ તથા સૂકા મસા બેઉ જાતના હરસ મટે છે.

૫૨૧ કારેલાનાં મૂળ છાંયામાં સુકાવી અધકચરાં ખાંડી તેમાંથી બે તોલા જેટલો ભૂકો અરધો શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી રહે ત્યારે ગાળી સવાર-સાંજ પીવાથી દસ દિવસની અંદર હરસનું લોહી બંધ થઈ જાય, તથા હરસ પણ મટી જાય છે.

૫૨૨ હળદરના ચૂર્ણને નાગફણીના રસની સાત ભાવના આપી સુકાવી રાખવું. પછી નાગફણીના જ રસમાં ભીંજાવી લેપ જેવું કરી હરસમસા પર રોજ રાત્રે થેપલી કરી મૂકીને ખસે નહિ તેમ લંગોટ બાંધવો. હરસ મટી જાય.

૫૨૩ હરડે અથવા હીમજના ચૂર્ણનું નિત્ય સેવન કરવાથી તથા હરસ પર એરંડીયું લગાડતા રહેવાથી હરસ મટી જાય છે. હરસના દરદીએ આહાર તથા વિહારમાં સંયમી રહેવું જરૂરી છે.

હરસ માટે ધૂમાડી અને આમણના ઉપાયો

૫૨૪ જંગલી તૂરિયાં સૂકાવી અંગારા પર તેનો ભૂકો નાખી ધૂમાડી લેવાથી હરસ મસા મટી જાય.

૫૨૫ ઊંટના નખની ધૂમાડી હરસને આપવાથી હરસ મટી જાય છે.

૫૨૬ પોતાના પેશાબથી ગુદા ધોવાથી આમણ નીકળતી બંધ થાય. એકાદ સપ્તાહ આ પ્રયોગ ચાલુ રાખવો જોઈએ.

૫૨૭ ગંધકનો ધૂમાડો ગુદા પર લેવાથી બેઠક–આમણુ નીકળતી બંધ થાય, ગંધકનો ધૂમાડો સંભાળપૂર્વક લેવો કારણુ અંગાર પર નાખતાં સળગી ઉઠવાથી તેનો ભડકો થાય તો દાઝી જવાનો સંભવ છે.

૫૨૮ મેશી વાટીને તેનું ચુર્ણ આમણુ પર છાંટી લંગોટ બાંધવાથી આમણુ નીકળતી બંધ થાય.

૫૨૯ કાંટાળાં માયાંનો ભૂકો પાણીમાં ભીંજાવી તેનો લેપ કરવાથી આમણુ નીકળતી બંધ થાય.

૫૩૦ ખાટી લૂણીનો રસ શેર ૧ કાઢી તેને ૧ શેર ઘીમાં નાખી રસભાગ બળી જાય ત્યાં સુધી ચુલા પર ધીમે તાપે પકાવી લેવું. બાદ તે ઘી ગાળીને ભરી રાખવું. તથા તેમાંથી રોજ ખાવામાં તેનો ઉપયોગ રાખવાથી આમણુ બહાર આવતી બંધ થાય.

૫૩૧ આમણુના રોગીએ કબજિયાત થવા દેવી નહિ. તેમ તીવ્ર જુલાબો લેવા નહિ. હરડે અથવા કેસ્ટરઓઇલ લેવું. તથા ઝાડે ફરવા જતાં બળ કરવું નહિ. દહીં છાશનું સેવન કરવું. તથા બહાર નીકળતી આમણુ ઘી કે તેલવાળા હાથ કરીને આસ્તે આસ્તે રોજ અંદર બેસાડી દેવી. (મળશુદ્ધિ કર્યા બાદ) આંગળીના નખ પ્રથમ ઉતરાવી લેવા.

**પાંચ દિવસમાં હરસ મટી જાય**

૫૩૨ ભેંસના શીંગડા ઉપર જે અંકૂર નીકળે છે તેને દૂધ સાથે વાટીને તેની થેપલી હરસ પર બાંધવાથી ત્રણથી પાંચ દિવસમાં જ હરસ મટી જાય છે.

હરસના મસા ખરી જાય છે

૫૩૩ હુલહુલ (તલવણ) બુટ્ટીનાં પાન વાટી તેની ચેપલી હરસ પર બાંધવાથી મસા ખરી જાય છે.

ચલમ પીવાથી હરસ મટી જાય છે

૫૩૪ જૂના આંબાનાં છાંયામાં સૂકવેલાં પાન ચલમમાં નાખીને દિવસમાં અગિયાર વખત તમાકુની જેમ પીવાથી અગિયાર દિવસમાં હરસ મટી જાય છે.

હરસની પીડા એક દિવસમાં શાંત થાય

૫૩૫ ઇંદ્રિાવણાંનાં મૂળ છાંયામાં સુકાવીને, પાણીમાં ઘસીને હરસ પર લગાડવાથી એક દિવસમાં પીડા મટે.

૫૩૬ અફીણનો કસૂંબો હરસ પર લગાડવાથી પણ ઉપર મુજબ ફાયદો થાય છે. તેમ જ ચાલુ રાખવાથી લોહિયાળ હરસનું લોહી બંધ થઈ જાય તેમ જ હરસ સુકાઈને ચીમળાઈ જાય.

ભગંદર, નાડીવ્રણ, નાસૂર

૫૩૭ વાવડીંગનો ગર્ભ, હરડાં, બહેડાં, આમળાં એક એક તોલો તથા પીપર બે તોલા લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તેમાંથી બેબેઆનીભાર લઈ તેમાં મધ તથા તલનું તેલ મેળવી લગાડવાથી આરામ થાય છે. રોજ ઓછામાં ઓછું બે વખત લગાડવું.

૫૩૮ હીરાકશી, સિંધવ અને એરંડિયું સમભાગે લઈ વાટી, ઘૂંટી મલમ બનાવી લેવો. તે સવારસાંજ બે વખત લગાડવાથી આરામ થશે.

૫૩૯ ઝેરી નારિયેળ વાસી થૂંક સાથે ઘસી લગાડવાથી ભગંદર મટે.

૫૪૦ ખેર, હરડે, બહેડાં અને આમળાં સમભાગ લઈ અધકચરાં ખાંડી તેમાંથી ૧ તોલો ભૂકો બે કપ પાણીમાં ઉકાળી ચતુર્થાંશ રહે ત્યારે ગાળી તેમાં ૧ તોલો ભેંસનું ઘી અને બેઆનીભાર વાવડીંગનું ચૂર્ણ નાખી પીવરાવવું. સવારસાંજ બે વાર પીવું. ભગંદર જલદી મટે. લગાડવાની દવા પણ વાપરવી.

૫૪૧ "થેવ"ના વેલાનાં પાન નંગ ૭ પુષ્યાર્કયોગે આમંત્રીને લાવી વાટી તેની થેપલી ભગંદર પર બાંધવી તથા આરામ લેવો. તે થેપલી સુકાતી જાય તેની સાથે જ ભગંદર પણ સુકાય.

૫૪૨ પાનબાજરીયું ( બીજું નામ "રામબાણ" ) લાવી તેની ઉપરની નસો છિદ્રમાં ભરવી એટલે ઝખમ ભરાઈ આવે છે.

૫૪૩ મોગલી એરંડાના તેલમાં રૂ ભીંજાવી વ્રણપર લગાડવું. ફાયદાકારક છે.

૫૪૪ હળદર, મહુડાના રસમાં વાટીને ચોપડવાથી ભગંદર, નાડીવ્રણ વગેરે મટી જાય છે.

૫૪૫ ઘોડાના પગની ખરી બાળીને તેની રાખ દહીં અથવા અળસીના તેલમાં મેળવી વ્રણમાં ભરવાથી ભગંદર વગેરે મટી જાય છે.

૫૪૬ સર્પની કાંચળીની રાખ વડના દૂધમાં ભીંજવીને લગાડવાથી ભગંદર, નાડીવ્રણ વગેરે મટી જાય છે.

૩૪૭ ફુલાવેલ ફટકડી વાટી મધમાં મેળવી તેમાં કપડાની વાટ લીંજાવી તેના પર થોડી માયફળની રાખની ભૂકી છાંટી વ્રણમાં રાખવાથી ફાયદો થઈ જાય છે.

૩૪૮ લગાડવાના દરેક પ્રયોગ કરતા પહેલાં ત્રિફળાં અને લીંબડાનાં પાનનો ઉકાળો કરી ગાળી તે ગરમ ગરમ ઉકાળાના પાણી વડે બરાબર ઝખમ–ઘારૂં–વ્રણ ધોઈ, રસ્સી કાઢી, બરાબર સાફ કરી, કોરૂં કર્યા બાદ દવા લગાડવાથી જ ફાયદો કરે તથા ઝડપથી સારૂં થાય.

૩૪૯ લીંબોળીનું તેલ સહેજ ગરમ કરી તેની વાટ અગર એકલું જ દિવસમાં બેત્રણ વાર લગાડવાથી ફાયદો થાય છે.

# પુરુષનું પ્રજનન અવયવ

*તેની આસપાસ [illegible]*

### કીડની–ગુરદાનાં

૫૫૦ બરાબર નાભિની પાછળ કાજુ આકૃતિની પણ પ્રમાણમાં મોટી કીડની, ગુરદા–મૂત્રપીંડ નામક અવયવ આવેલું છે. તેમાં દુખાવો થાય તો અડદના લોટની રોટલી પકાવીને તેના પર ગમ્મ ગરમ બાંધી દેવી. દુખાવો મટે.

૫૫૧ ઇંડાના પીળા ભાગનો કીડની પર લેપ કરવાથી દુખાવો મટે

૫૫૨ ભોંયરીંગણીના પંચાગનો અધકચરો ભૂકો તોલા ૫ તથા પાણી એક રતલ લઈ, તેમાં ભૂકો નાખી ઉકાલતાં આશરે ૫ તોલા જેટલું પાણી રહે ત્યારે ગાળીને તેમાંથી અર્ધું સવારે તથા અરધું સાંજે એમ મટે ત્યાં સુધી રોજ પીવાથી ગુરદાનો દુખાવો મટે. ( ઢાંકયા વગર ધીરે તાપે ઉકાળવું. )

૫૫૩ લીલી ભોંયરીંગણીનાં પંચાંગનો રસ તોલા ૧૦ કાઢી ૧૦ તોલા સરસીયા તેલમાં નાખી રસ બળી જાય ત્યાં સુધી ગરમ કરી તે તેલનું હાથે અને ગુરદાની જગાએ માલીશ કરવાથી પણ દુખાવામાં ફાયદો થાય છે.

૫૫૪ ખાખરાનાં ફૂલ (કેસૂડાં), કસુંબાનાં ફૂલ, અને મરેઠી ત્રણે ચીજ એકએક તોલો લઈ અરધો શેર પાણીમાં ઉકાળવું. અરધું રહે ત્યારે ગાળી, નીચોવી રોજ સવારમાં પીવાથી પણ કીડનીનો દુખાવો મટી જાય.

૫૫૫ ખસખસ તોલો ૦ાા પાણીમાં બારીક લસોટી બનફશાના શરબત સાથે પીવાથી ગુરદાનું દરદ મટી જાય.

૫૫૬ અંજીર નંગ ૫ ને ૧ તોલો મધ લઈ તેમાં પાશેર પાણી નાખી, સારી રીતે ઉકાળી લેવાં. તે બફાઈ ગયેલાં અંજીર કાઢી ગુરદાના દુખાવાપર ગરમ ગરમ બાંધી દેવાં. અને બચેલું મધવાળું પાણી ઠંડું થવા દઈ પી જવું. રોજ સવારે આ પ્રમાણે કરવાથી ગુરદાનાં દરદો, દુખાવો સોજો વગેરે મટે.

૫૫૭ પથ્થરફોડી બુટ્ટીને એક રાત પાણીમાં ભીંજાવી સવારમાં તે પાણી પી જવાથી પથરીને લીધે ગુરદાનો દુખાવો હોય તો મટી જાય છે.

**અશ્મરી-પથરી**

૫૫૮ સલગમનાં બીજ મૂળાના કંદમાં કોતરીને ભરી દેવાં તથા ઉપર કપડું વીંટી ઘઉંના લોટની કણકના પીંડામાં મૂકી બરાબર બાફીને કાઢી લઈ તે રોજ ૦ાા તોલા પ્રમાણથી ખાવાથી પથરીમાં ફાયદો થાય.

૫૫૯ સલગમનાં બીજ પાંચ તોલા મૂળાના રસ સાથે ખાવાથી પણ પથરીમાં ફાયદો થઈ જાય છે.

૫૬૦ લીમડામાંથી કુદરતી ઝરતા રસની વાટકી ભરી તેમાં ઘી નાખી પીવાથી પથરીમાં ફાયદો થઈ જાય છે.

૫૬૧ લીમડાના પાન તોલા ૨ા ભાગની માફક ઘૂંટીને તેમા ત્રણ ચાર તોલા ગાયનુ ઘી નાખી, વધારાનું પાણી મેળવી, પીવા જેવુ કરી, સવારમા પીવાથી પથરી મટે છે

૫૬૨ નાડાદશ માસા અજમો અરધો શેર દૂધમા બરાબર ઉકાળીને તેમા ૨ા તોલા સાકર નાખી સવારમાં પીવાથી પથરી મટે

૫૬૩ કારેલાના પાનનો રસ દહી સાથે ખાઈ ઉપર છાશ પીવાથી પણ પથરી મટે છે

૫૬૪ દર્ભને પાણીમા ભીંજવી, પાણી સાથે વાટી, તેમાં બે તોલા સાકર મેળવીને તે પાણી પીવાથી ગભર્ણીમાં લાભ થાય

૫૭૦ રોજ સવારે મૂળા ખાવાથી અથવા તેનો રસ કાઢીને પીવાથી પથરીનો રોગ મટે છે.

૫૭૧ સૂંઠ, જવખાર, હરડે, દારૂહળદર અને હળદર સમાન ભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તથા તે સવાર-સાંજ ૦। થી ૦॥ તોલો બકરીના દૂધ સાથે ખાવું. પથરી ધીરે ધીરે ફૂટીને નીકળી જાય છે.

૫૭૨ તલ, અઘેડા, કારેલી, જવની સળીઓ, અને ખાખરાનું લાકડું સર્વ સમભાગે લઈ, ખાંડીને ઘડામાં નાખી મોં બંધ કરી, નીચે, ઉપર તથા આસપાસ અગ્નિમાં રહે તેમ મૂકી ઓછામાં ઓછા ૪ કલાક અગ્નિ ચાલું રાખવો. ઠંડુ થયેથી અંદરથી ઔષધીની રાખ કાઢીને ૪ માસા રાખ સવારમાં બકરીના દૂધ સાથે ખાવી. સાત દિવસ અથવા જરૂર મુજબ વધારે દિવસ લેવાથી પથરી મટે છે.

૫૭૩ હરડાં, બહેડાં, પાષાણભેદ, ધમાસો, ધાણા, ગોખરૂં અને કાકડીનાં બી સમાનભાગે લઈ ખોખરાં કરી તેનો બે તોલા ભૂકો અરધો શેર પાણી સાથે ઉકાળી ત્રીજા ભાગનું રહે ત્યારે ગાળી નીચોવી તેમાં ફુલાવેલ ટંકણખારની બેત્રણ ચપટી નાખી પીવાથી પથરીનો ભૂકો થઈને પિશાબમાં નીકળી જાય છે. આ પ્રમાણે સવારસાંજ બે વખત પીવું.

૫૭૪ તલસરાની રાખ ૧ તોલો મધમાં રોજ ચાટવાથી પથરી મટી જાય છે.

૫૭૫ કબૂતરની હગાર કાંકરી વગરની જગામાંથી લાવીને

તેની ચણા પ્રમાણ ગોળીઓ કરી સુકાવી લેવી. પાણી સાથે એક એક ગોળી દિવસમાં ત્રણ વાર લેવાથી પથરીના ચૂરા થઈ પિશાબ વાટે નીકળી જાય છે તેની સાથે નં. ૫૭૩ નો ઉકાળો પીવાથી કષ્ટસાધ્ય પથરી પણ મટે.

૫૭૬ વાયવરણાંની છાલ, તેમ જ સગરવાનાં મૂળનો કાઢો પણ પથરીનો નાશ કરનાર છે. પથરીના રોગીએ પચવામાં ભારે ચીજો ખાવી નહિ, પણ પાણી વિશેષ પીવું હિતકર છે.

૫૭૭ તેલીઓ દેવદાર, ચંચળ, તલ અને તલસરાંની રાખ સમભાગે લઈ, વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાશેર બકરીના દૂધમાં ચમચો મધ મેળવી તે સાથે ૧ તોલો ચૂર્ણ સવારસાંજ ખાવાથી પથરી મટે છે.

પિશાબ બંધ થઈ જવો

૫૭૮ દરદીને ગરમ પાણીમાં કમરબૂડ બેસાડવાથી પિશાબ છૂટી જાય છે.

૫૭૯ કપૂર અથવા કેસરની સળી લીંગના છિદ્રમાં દાખલ કરી દેવાથી થોડીવારે પિશાબ છૂટે છે.

૫૮૦ પાણી પર બાઝેલું લીલ–શેવાળ લાવી પેડુ પર બાંધવાથી પિશાબ થાય છે. તેમાં તોલો–બે તોલા વાટેલો સુરોખાર મેળવવાથી ખાસ અસરકારક બને છે.

૫૮૧ સુરોખારની સળી લીંગના છિદ્રમાં રાખવાથી બંધ પિશાબ છૂટે.

૫૮૨ ભેંસના કાનનો મેલ નાભિમાં મૂકવાથી બંધ પિશાબ છૂટી જાય.

૫૮૩ સુરોખાર ૦| તોલો તેટલી જ સાકર સાથે પીવાથી પિશાબ છૂટી જાય છે.

૫૮૪ સફેદ કાંદાનો રસ તોલા ૨| તેટલા જ દૂધ સાથે ગરમ કરી પેડુ પર લેપ કરવો. તેમાં રૂ ભીંજાવી પેડુ તથા શિશ્ન પર મૂકી રાખવાથી એક કલાકમાં પિશાબ છૂટી જાય.

૫૮૫ મૂળાનો રસ પાવાથી બંધ પિશાબ છૂટી જાય.

ઇચ્છાવગર, ધીમો, અને ઊંઘમાં પિશાબ થવો

૫૮૬ મોટી એલચીના દાણા રોજ સવારે ૪ માસા સારી રીતે ચાવીને ખાઈ ઉપર પાણી પીવાથી, અથવા આખા દિવસમાં ધીરે ધીરે થોડું થોડું ખાઈ ૪ માસા પ્રમાણ પૂરું કરવાથી ટીંપે ટીંપે આવતો પિશાબ અટકી જાય છે. ઊંઘમાં થતા પિશાબમાં ફાયદો કરે.

૫૮૭ ગોખરુનું ચૂર્ણ સાકર સાથે સવારસાંજ ૦|| તોલો પ્રમાણે આરામ થાય ત્યાં સુધી ખાવાથી પણ ઉપરની ફરિયાદ મટી જાય છે. ઊંઘમાં થતા પિશાબમાં પણ ફાયદાકારક છે.

૫૮૮ કુલીંજન સમભાગ સાકર સાથે ખાવાથી ઇચ્છા વિના થતો પિશાબ અટકે છે.

૫૮૯ તજનું ચૂર્ણ સમભાગ સાકર સાથે ૦| તોલા પ્રમાણે દિવસમાં ત્રણ વાર પાણી સાથે લેવાથી ઇચ્છા વિના થતો પિશાબ બંધ થાય તેમ જ ઊંઘમાં થતો પિશાબ

બંધ થાય. બાળકોને ઉંમર પ્રમાણે ઓછી દવા આપવી જોઈએ.

૫૯૦ કાળા તલ સાકર સાથે રોજ સવારે ૧ તોલો ખાવાથી બહુમૂત્રતા ને ઈચ્છા વિના થતો પિશાબ અટકે.

૫૯૧ મુનક્કા દ્રાક્ષનાં બીજ કાઢીને તેમાં એકએક કાળું મરી મૂકી દઈને થોડી દ્રાક્ષ રોજ ખાવામાં આવે તો ગુરદાની કમજોરી, મૂત્રાશયની શરદી અને વગર ઈરાદે થતો પિશાબ વગેરે મટી જાય છે.

બહુમૂત્રતા–ઉનવા વગેરે માટે

૫૯૨ ખજૂર તથા સફેદ તલ બેઉ અઢી અઢી તોલા લઈ ખાંડી તેનો લોંદો કરીને સરખે ભાગે તેનાં ૪ વડાં બનાવી ઘીમાં તળીને બે સવારે તથા બે સાંજે ચાવીને ખાવાથી બહુમૂત્રતા–વારંવાર પિશાબ કરવા જવું પડે તે તથા ઘણો પિશાબ થવો તે બંધ થાય છે.

૫૯૩ હરડેનું ચૂર્ણ તોલો ૧ તથા ગોળ તોલો એક લઈ, મેળવી તેની પંદર સોળ ગોળી કરવી. તથા દર ૪ કલાકે ૧ ગોળી ખાવી. બહુ પિશાબ થતો હોય તો મટે છે.

૫૯૪ આમળાંને પાણી સાથે લસોટી તેનો પેડુ પર જાડો લેપ કરવાથી બહુમૂત્રતાનો રોગ મટી જાય. મટે ત્યાં સુધી રોજ બપોરના સમયે ત્રણ કલાક લેપ લગાડી સૂઈ રહેવું.

૫૯૫ ઠંડા પાણીથી હાથપગ ધોઈ, ચપટી મીઠું મોંમાં

૫૮૨ ભેંસના કાનનો મેલ નાભિમાં મૂકવાથી બંધ પિશાબ છૂટી જાય.

૫૮૩ સુરોખાર ૦। તોલો તેટલી જ સાકર સાથે પીવાથી પિશાબ છૂટી જાય છે.

૫૮૪ સફેદ કાંદાનો રસ તોલા ૨ા તેટલા જ દૂધ સાથે ગરમ કરી પેડુ પર લેપ કરવો. તેમાં રૂ ભીંજવી પેડુ તથા શિશ્ન પર મૂકી રાખવાથી એક કલાકમાં પિશાબ છૂટી જાય.

૫૮૫ મૂળાનો રસ પાવાથી બંધ પિશાબ છૂટી જાય.

**ઈચ્છાવગર, ધીમો, અને ઊંઘમાં પિશાબ થવો**

૫૮૬ મોટી એલચીના દાણા રોજ સવારે ૪ માસા સારી રીતે ચાવીને ખાઈ ઉપર પાણી પીવાથી, અથવા આખા દિવસમાં ધીરે ધીરે થોડું થોડું ખાઈ ૪ માસા પ્રમાણુ પૂરૂં કરવાથી ટીંપે ટીંપે આવતો પિશાબ અટકી જાય છે. ઊંઘમાં થતા પિશાબમાં ફાયદો કરે.

૫૮૭ ગોખરૂનું ચૂર્ણ સાકર સાથે સવારસાંજ ા તોલો પ્રમાણે આરામ થાય ત્યાં સુધી ખાવાથી પણ ઉપરની ફરિયાદ મટી જાય છે. ઊંઘમાં થતા પિશાબમાં પણ ફાયદાકારક છે.

૫૮૮ કુલીંજન સમભાગ સાકર સાથે ખાવાથી ઇચ્છા વિના થતો પિશાબ અટકે છે.

૫૮૯ તજનું ચૂર્ણ સમભાગ સાકર સાથે ૦। તોલા પ્રમાણે દિવસમાં ત્રણ વાર પાણી સાથે લેવાથી ઇચ્છા વિના થતો પિશાબ બંધ થાય તેમ જ ઊંઘમાં થતો પિશાબ

બંધ થાય. બાળકોને ઉંમર પ્રમાણે ઓછી દવા આપવી જોઈએ.

૫૯૦ કાળા તલ સાકર સાથે રોજ સવારે ૧ તોલો ખાવાથી બહુમૂત્રતા ને ઈચ્છા વિના થતો પિશાબ અટકે.

૫૯૧ મુનક્કા દ્રાક્ષનાં બીજ કાઢીને તેમાં એકએક કાળું મરી મૂકી દઈને થોડી દ્રાક્ષ રોજ ખાવામાં આવે તો ગુરદાની કમજોરી, મૂત્રાશયની શરદી અને વગર ઈરાદે થતો પિશાબ વગેરે મટી જાય છે.

બહુમૂત્રતા-ઉનવા વગેરે માટે

૫૯૨ ખજૂર તથા સફેદ તલ બેઉ અઢી અઢી તોલા લઈ ખાંડી તેનો લોંદો કરીને સરખે ભાગે તેનાં ૪ વડાં બનાવી ઘીમાં તળીને બે સવારે તથા બે સાંજે ચાવીને ખાવાથી બહુમૂત્રતા–વારંવાર પિશાબ કરવા જવું પડે તે તથા ઘણો પિશાબ થવો તે બંધ થાય છે.

૫૯૩ હરડેનું ચૂર્ણ તોલો ૧ તથા ગોળ તોલો એક લઈ, મેળવી તેની પંદર સોળ ગોળી કરવી. તથા દર ૪ કલાકે ૧ ગોળી ખાવી. બહુ પિશાબ થતો હોય તો મટે છે.

૫૯૪ આમળાંને પાણી સાથે લસોટી તેનો પેડુ પર જાડો લેપ કરવાથી બહુમૂત્રતાનો રોગ મટી જાય. મટે ત્યાં સુધી રોજ બપોરના સમયે ત્રણ કલાક લેપ લગાડી સૂઈ રહેવું.

૫૯૫ ઠંડા પાણીથી હાથપગ ધોઈ, ચપટી મીઠું મોંમાં

ચાવીને નાભિની અંદર મૂકવાથી દસ મિનિટમાં ઉનવા મટી જાય છે.

૫૯૬ તકમરિયાં પાણીમાં પલાળી સાકર નાખી પીવાથી ઉનવા મટે.

૫૯૭ આમળાંનો રસ તોલો ૧, સાકર સાથે સવારે પીવાથી ઉનવાનો વ્યાધિ મટી જાય. ગોખરૂ પણ ફાયદો કરે છે.

૫૯૮ વૃષણની તથા ગુદાની વચ્ચેની નાડીને પગની એડી વડે દબાવીને થોડી વાર બેસવાથી પિશાબમાં થતી ઉનવાની બળતરા તત્કાળ શાંત થઇ જાય છે.

૫૯૯ કાકડીનાં બીજ, સફેદ તલ તથા ઘી સમભાગ લઈ મેળવી લેવાં. કાકડીનાં બીજ તથા સફેદ તલ ખાંડી તેનું ચૂર્ણ કરી ઘી મેળવી દેવું. તેમાંથી સવારે, બપોરે તથા સાંજે ૦। થી ૦॥ તોલો ખાઇ ઉપર પાશેર દૂધ પીવું. પિશાબ સાફ આવશે. ઉનવાનો રોગ મટી જશે.

૬૦૦ કેળના સ્તંભને ખાંડી, નીચોવી તેનું પાણી પાવાથી ઉનવાનો રોગ મટે છે. ઉનવા તરત જ શાંત થાય છે.

## પિશાબમાં લોહી

૬૦૧ રેવંચીની ખટાઈ પોણા બે તોલા લઇ, ખાંડી, ચાળી ત્રણ પડીકાં કરીને સાકરના શરબત સાથે ત્રણ દિવસ સુધી રોજ એકેક પડીકું ખાવાથી લોહીનો પિશાબ બંધ થઈને સાફ ખુલાસાથી પિશાબ ઉતરે છે.

૬૦૨ મૂળાનો રસ ઔંસ ૧ તેટલા જ ગુલાબજળ સાથે દિવસમાં બે ત્રણ વખત પીવાથી લોહી યુકત પિશાબ બંધ થઇ આરામ થાય.

૬૦૩ અરડૂસીના પાનનો રસ રોજ સવારે તોલો-સવા તોલો પીવાથી પિશાબમાં આવતું લોહી ખાતરીથી બંધ થાય છે.

૬૦૪ સુખડના તેલનાં ચાર ટીપાં પતાસા પર નાખીને દિવસમાં બેત્રણ વાર ખાવાથી, પિશાબની બળતરા, લોહી વગેરે રોગો શાંત થાય છે. મારો ઈલાજ છે.

૬૦૫ સુખડનો ભૂકો બે તોલા રાત્રે પાશેર પાણીમાં ભીંજાવીને સવારે ગાળી, સાકર નાખી પીવાથી પિશાબમાં આવતું લોહી બંધ થાય છે.

૬૦૬ આમલી તોલો ૧ વાટીને દહીંમાં મેળવી એક રાત રાખી મૂકવું તથા સવારે ખાવાથી ત્રણ દિવસમાં લોહીવાળો પિશાબ બંધ થઈ જાય છે. શરદીવાળા તેમજ તાવ વગેરે બીજા રોગોથી પીડાતા દરદીએ આ પ્રયોગ અજમાવવો નહિ.

૬૦૭ ડમરાનો રસ દોઢ-બે તોલા થોડી સાકર સાથે પીવાથી લોહીવાળો પિશાબ બંધ થાય.

૬૦૮ દાડમના દાણાનો રસ કાઢી સાકર નાખી પીવાથી રક્તપ્રમેહ તથા તણખીઓ પ્રમેહ મટી જાય.

૬૦૯ ફુલાવેલ ફટકડી તોલો ૧, ઈલાયચીનાં બીજ તોલો ૧, સાકર તોલા ૨ લઈ ખાંડી, ચાળી, ০। તોલા પ્રમાણથી દિવસમાં ત્રણ વાર પાણી સાથે લેવાથી પણ સારો ફાયદો થાય.

પ્રમેહ-પરમો

૬૧૦ બળતરાયુક્ત સ્થિતિમાં બકરી અથવા ગધેડીના

ધારોષ્ણ દૂધની લીંગના છિદ્રમાં ખાસ સીરીંજ વડે પીચકારી આપવાથી તુરત જ રાહત થાય છે.

૬૧૧ આખું તરબૂચ, આખી કાકડી અથવા આખી દૂધીની અંદર કાણું પાડી તેમાં શિશ્નને દાખલ કરી પિશાબ કરવાથી બળતરાવાળા પ્રમેહમાં આરામ થાય છે.

૬૧૨ ફાલસાંનાં મૂળ અધકચરાં ખાંડી ૧૪ માસા પ્રમાણે લઈ રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગળાને પીવાથી પ્રમેહની બળતરા મટી જાય છે.

૬૧૩ સોનાગેરૂ ૧૪ માસા, અને ફોતરાવાળી ચણાની દાળ ૧૪ માસા લઇ રાત્રે ૦। શેર પાણીમાં ભીંજાવી રાખી સવારે ભાંગ કે ઠંડાઈની માફક લસોટી, ખૂબ ઝીણી કપડામાં નીકળી જાય તેવી લસોટી, પાણી નાખી વસ્ત્રગાળ કરી પી જવું. તરસ લાગે ત્યારે ગાયના દહીંની લસ્સી સાકર નાખીને પીવી. ત્રણ દિવસમાં ફાયદો થાય. મૂત્ર નળીની અંદરનો જખમ વગેરે મટે, આરામ થાય.

૬૧૪ તરબૂચનો રસ પીવાથી તણખીયા પ્રમેહમાં આરામ થાય.

૬૧૫ "કૂતરા" નામનું ઘાસ જે કપડાંને ચોંટી જાય છે. તે મૂળ સાથે ઉખાડી લાવી, છાંયામાં સુકાવી ખાંડી સમભાગે સાકળ મેળવીને સાંજસવાર હથેળી ભરીને પાણી સાથે એક મહિનો કે વધારે વખત સેવન કરવાથી જાત જાતના પ્રમેહરોગો મટે છે.

૬૧૬ ધોળો ગુંદર શેર ૦।, શિંગોડાં શેર ૦।, ખાંડનું બુરૂં

શેર ૦ાા, મેંદો શેર ૦ાા એ બધું એકઠું કરીને તેમાં ઘી શેર ૦ાા ગરમ કરી રેડી એકરસ કરી કાચના વાસણમાં ભરી રાખવું. તેમાંથી ૨ાા તોલા રોજ સવારે ખાઈ ઉપર થોડુંક દૂધ પીવું. જૂનો પ્રમેહ મટે. ધાતુપુષ્ટિ થાય.

૬૧૭ જૂના પ્રમેહ માટે "ચંદ્રપ્રભાવટી" સર્વોત્તમ ઈલાજ છે.

૬૧૮ બાવળની કાચી ફળી સૂકવેલી, ચણકબાબ તથા શંખજીરૂ એક એક તોલો, કમળકાકડીનો મગજ, ઈલાયચીના દાણા તથા ઈંદ્રજવ અરધો અરધો તોલો, અને ફુલાવેલ ફટકડી ચાર માસા લઈ સર્વનું બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સાત માસા પ્રમાણે દિવસમાં બે વખત સમભાગ દૂધ–પાણીના મિશ્રણ સાથે પીવું. ત્રણ દિવસમાં પ્રમેહની સર્વ પીડા શાંત થાય.

૬૧૯ વંશલોચન ૧ તોલો, એલચી દાણા ૧ તોલો, ચણકબાબ ૧ તોલો, ધોળો કાથો ૧ તોલો, અને માયફળ ૧ તોલો લઈ તેને ખાંડી, વસ્ત્રગાળ કરી તેમાં ઊચું ચંદનનું તેલ ચૂર્ણ ભીંજાય તેટલું નાખી ખરલમાં લસોટી, બોર જેવડી ગોળીઓ કરવી. પછી સવારે, બપોરે, સાંજે એક એક ગોળી એક કપ સાકરના પાણી સાથે લેવી. પ્રમેહ ઉપરાંત સ્ત્રીઓનો પ્રદર રોગ પણ મટે.

૬૨૦ ત્રિફળાંનું ચૂર્ણ ૩ ભાગ, સાકર ૩ ભાગ તથા હળદરનું ચૂર્ણ ૧ ભાગ લઈ મેળવીને ૦ાા તોલો ચૂર્ણ દિવસમાં બે વખત મધમાં ચાટવાથી જૂનો પ્રમેહ પણ મટે છે.

જૂના પ્રમેહ માટે પણ આ ઇલાજ સારો છે. પ્રમેહની તીવ્ર પીડા મટયા બાદ ઓછામાં ઓછું એકાદ માસ આ પ્રયોગ ચાલુ રાખવાથી સારી રીતે રોગની શાંતિ થાય છે.

૬૨૧ વાવડીંગ, હળદર, જેઠીમધ, સૂંઠ અને ગોખરૂ સમ ભાગ લઈ, અધકચરાં ખાંડી તેમાંથી બે તોલા ભૂકો રાત્રે અરધો શેર પાણીમાં ભીંજાવી, સવારે ઢાંકયા વિના ધીરે તાપે ઉકાળતાં ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળી, નીચોવી, સાકરની ચમચી નાખી ઠંડું થવા દઈ પી જવું, તથા વધેલા ભૂકામાં પાછું ૦ાા શેર પાણી નાખી સાંજે ઉકાળી, ગાળીને સવારની જેમ પીવું. આ પ્રયોગ પણ પ્રમેહ માટે ઉત્તમ ઉપાય છે.

**મધુ પ્રમેહ–મીઠો પરમીઓ**

૬૨૨ ઘેટીના દૂધનું દહીં જમાવી થોડું પાણી નાખી ઘોળવું, બરફમાં મૂકી ઠંડું કરી સવારે તથા બપોરે પીવાથી મધુપ્રમેહમાં લાભદાયી થાય છે.

૬૨૩ ગળોનું ચૂર્ણ બે થી છ માસા સુધી સવારસાંજ બે વખત રોજ ખાવાથી, પિશાબમાં આવતી સાકર બંધ થાય છે.

૬૨૪ પીંપળાની અંતરછાલ, મજીઠ અને સુખડ સમભાગે ખાંડી, જવકૂટ ચૂર્ણ તોલા ૨ અરધો શેર પાણીમાં ઉકાળી ચતુર્થાંશ રહે ત્યારે ગાળીને સવારસાંજ બે

વખત પીવાથી મધુ પ્રમેહમાં લાભદાયી નીવડે છે. લાંબો વખત ચાલુ રાખવું.

૬૨૫ લીમડાની અંતરછાલ તાજી તાજી લાવી, કચરીને બે ત્રણ તોલા છાલને રોજ રાત્રે એકાદ કપ પાણીમાં ભીંજવી સવારે ચોળી, મસળી, ગાળીને પીવી. તેવી જ રીતે સવારે ભીંજવેલ સાંજે પીવી. ખોરાકમાં મીઠી ચીજોનો ત્યાગ કરીને આ પ્રમાણે લાંબો વખત સુધી સેવન ચાલુ કરવાથી મધુપ્રમેહનો નાશ થાય છે. લીમડાની સુકી છાલનો ચતુર્થાંશ ઉકાળો બનાવીને પીવાથી પણ પી શકાય છે.

૬૨૬ મહાસુદર્શન ચૂર્ણનું નિત્ય સવારે પાણી સાથે સેવન કરવું. મધુપ્રમેહવાળાને સારો ફાયદો કરનારૂં છે.

૬૨૭ નંબર ૬૨૫માં બતાવ્યા મુજબ લીમડાની છાલનો ઉકાળો કરી તેમાં શિલાજીત વાલ બે નાખી પીવાથી ઉત્તમ તથા શીઘ્ર ફલદાયી બને છે.

૬૨૮ કડવી ચીજો ખાવી, કારેલાનું શાક ખાવું, કારેલાંનો રસ અરધો અરધો તોલો સવારસાંજ પીવો. મીઠી ચીજોનો ત્યાગ કરવો.

૬૨૯ જાંબુના સુકાયેલા ઠળિયાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સવારસાંજ બે બેઆનીભાર પાણી સાથે લાંબો સમય ચાલુ રાખવાથી ધીમે ધીમે ખાતરીથી પિશાબમાં આવતી સાકર બંધ થાય છે.

૬૩૦ "ગુડમાર"નું ચૂર્ણ ૦| તોલો સવારે તથા ૦| તોલો સાંજે પાણી સાથે લેવાથી મધુપ્રમેહ મટી જાય છે.

૬૩૧ "ત્રિબંગ ભસ્મ" એક એક રતી દિવસમાં બે વખત મધમાં ચાટવાથી મધુપ્રમેહ મટે છે. તેલ, મરચું, ખટાઈ ખાવાં નહિ. ભસ્મ ખાતરીની લેવી. બ્રહ્મચર્ય તથા મીઠી ચીજોનો ત્યાગ બે વસ્તુનું પાલન કરનારને મધુપ્રમેહ જરૂર મટી જાય છે.

પ્રમેહ–પરમો–સુજાકના સહેલા અને સસ્તા થોડા વધુ ઈલાજો

૬૩૨ બાવળનાં કોમળ પાનનો રસ કાઢી છ સાત માસા પીવાથી પરમો મટે.

૬૩૩ ગુંદાનાં કોમળ પાન ઠંડાઈની જેમ ઘૂંટીને પીવાથી પ્રમેહરોગ મટે છે.

૬૩૪ નિર્મળીનાં બીજ નંગ ૬ રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ગળી જવાથી સાત દિવસમાં ઉપદ્રવો સાથે પ્રમેહ શાંત થઈ જાય છે.

૬૩૫ વડની કુંપળો છાયામાં સુકાવી સમભાગ સાકર સાથે ચૂર્ણ કરીને ગાયના દૂધ સાથે હથેળી ભરી રોજ બે વખત ફાકી લેવાથી પ્રમેહ સાત દિવસમાં મટી જાય છે.

૬૩૬ બહુફળીનું ચૂર્ણ સમભાગ સાકર સાથે સવારસાંજ બે વખત દૂધ અગર પાણી સાથે લેવાથી પ્રમેહ મટી જઈને ધાતુપુષ્ટી થાય છે.

૬૩૭ મોટા કાચા દાડમનો રસ કાઢી રોજ સવારે પી જવાથી ત્રણ દિવસમાં ફાયદો થાય છે.

૬૩૮ ફાલસાની છાલનો ઉકાળો પીવાથી ગોનોરીયા મટી

જાય છે. કચરેલી છાલ તોલા બે તથા અરધો શેર પાણી ચોથો ભાગ રહે ત્યારે ગાળીને ઠંડુ થયેથી સવારમાં પીવું. સાંજસવાર બે વખત પીવું જોઈએ.

૬૩૯ કતીરો અને સાકર સમભાગ ચૂર્ણ કરી સવારસાંજ બે વખત ગાયના દૂધ અગર પાણી સાથે હથેળી ભરી ફાકવાથી ત્રણ દિવસમાં ફાયદો થઇ જાય છે.

૬૪૦ સરગવાનો ગુંદર તોલો એક વાટીને ગાયના દંહીની છાશ સાથે નિત્ય પ્રાતઃકાળે સેવન કરવાથી સાત દિવસમાં પરમો મટી જાય છે,

૬૪૧ આંબળાની અંતરછાલ ત્રણ તોલા કચરીને રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળીને પીવાથી સારો ફાયદો થાય છે.

૬૪૨ ગાયનું ધારોષ્ણ દૂધ પેટ ભરીને પીવાથી સાત દિવસમાં પ્રમેહ શાંત થઈ જાય છે. દૂધ સાકર નાંખીને પીવું. અનાજ ખાવાનું બંધ કરવું

૬૪૩ ચણકબાબનું સાત માસા ચૂર્ણ પાણી નીચોવેલા ગાયના દહીં સાથે રોજ સવારે મેળવીને ખાવાથી પરમો મટી જાય છે. પચવામાં ભારે તથા બીજી ખાટી ચીજો ખાવી નહિ.

૬૪૪ ચમેલીનાં પાનનો ઉકાળો કરી તેમાં શિશ્ન અરધો કલાક ડુબાવી રાખી તેમાં પિશાબ કરવાથી, ત્રણ વખતના પ્રયોગથી જ પ્રમેહની પીડા શાંત થાય છે.

૬૪૫ સુરોખાર સાત માસા જેટલો લઈ વાટીને ચમચો દૂધમાં પીગાળી પી જવું તથા ઉપર એક ગ્લાસ દૂધ.

તથા પાણીનું સમભાગ મિશ્રણ પીવું. ત્રણથી સાત દિવસમાં પરમો–સુજાક મટે.

૬૪૬ ફુલાવેલ ફટકડીનું ચૂર્ણ રતી નવ સવારસાંજ ગાયના દૂધ સાથે લેવાથી પરમો–સુજાક મટી જાય છે.

૬૪૭ રાળ અને સાકરનું સમભાગ ચૂર્ણ બેથી ચાર માસા બે વખત દૂધ સાથે રોજ લેવાથી પ્રમેહરોગ મટે છે. તેના પર બપોરે કળથી અને ચોખા રાંધીને ઘી નાખી ખાવા. બાદી, ખટાશથી પરહેજ રહેવું. પરમો સુજાક નાશ પામે.

૬૪૮ બીરોજો, કતીરો અને શેકેલા ચણાનું સમભાગ ચૂર્ણ બનાવી ત્રણ માસા જેટલું સાંજ સવાર તથા બપોરે રોજ ત્રણવાર ખાવાથી પ્રમેહની શાંતિ થાય છે.

૬૪૯ બાલછડની છાલ અધકચરી કરી, રાત્રે પાણીમાં ભીંજવીને સવારે વાટી, ગાળી પી જવાથી અઠવાડિયામાં ફાયદો થઈ જાય.

ઉપદંશ, ફીરંગરોગ, ચાંદી, ટાંકી, ગરમી.

૬૫૦ ખડસલીયો પિત્તપાપડો અધકચરો કરી ચાર પાંચ તોલા લઇ શેર પાણીમાં ઉકાળવો. ચોથા ભાગનો રહે ત્યારે ગાળી દિવસમાં બે વખત સવારસાંજ પીવો. રક્તશુધ્ધિ કરનાર હોઈ ફાયદાકારક છે.

૬૫૧ સુરદારસીંગનું સુક્ષ્મ ચૂર્ણ માસા બે અને ગોળ તોલા ૪ મેળવી બોર જેવડી ગોળી કરવી. રોજ સવારે ઘી સાથે એક એક કરીને ખાવી. ખોરાકમાં તેલ, મરચું મીઠું તજવાં. ઘી સારી પેઠે ખાવું.

૬૫૨ લાલ ગુલબાસનાં બીજ શેકીને છેટલી સમભાગ સાકર સાથે ખાડી વસ્રગાળ ચૂર્ણ કરી સાડા ત્રણ માસા ચૂર્ણ રોજ સવારે પાણી સાથે લેવુ

૬૫૩ ફુલાવેલ મોરથુથુ તોલો ૦।, મુરદાસ્સીગ તોલો ૦। નેપાળાનો મગજ (ગોમૂત્રમા બાફી શુદ્ધ કરેલો) તોલો ૦॥, ત્રણે ચીજ બરાબર લસોટી તેમા સવાપાચ તોલા ગોળ બરાબર મેળવી બોર જેવડી ગોળી વાળી રોજ સવારમા એક જ વાર ફક્ત એક ગોળી મીઠા દહીં સાથે ગળવી તરસ લાગે ત્યારે વગ્યાળીનો ઉકાળો પીવો. ખોરાકમાં દહીં અને દહીંભાત ખાવાં. ઘી પણ ખાઈ શકાય મીઠું કે બીજુ કાંઈ ખાવુ નહિ. સારો ફાયદો થાય છે નબળા દર્દીએ આ દવા ખાવી નહિ સાવધાનીથી જાણકારની દેખરેખ નીચે આ દવા કરવા જેવી છે કારણ આ દવાથી ઝાડાઊલટી થાય છે તે સહી લેવા જોઈએ

૬૫૪ વડના પાન છાયે સુકાવી બાળીને તેની રાખ દિવસમાં ત્રણ વાર ૦। તોલો જેટલી પાનમા નાખી સેવન કરવાથી ફાયદો થાય છે

૬૫૫ ખડનલીયો પીત્તપાપડો લીલો લાવી ખાડી રસ કાઢીને ૨ તોલા જેટલો રોજ પીવાથી પણ ઉપરોક્ત રોગોમાં ફાયદો થાય છે.

૬૫૬ પીપળાના કોમળ પાનનો રસ કાઢીને પીવાથી પણ સારો ફાયદો થાય છે.

તથા પાણીનું સમભાગ મિશ્રણ પીવું. ત્રણથી સાત દિવસમાં પરમો–સુજાક મટે.

૬૪૬ ફુલાવેલ ફટકડીનું ચૂર્ણ રતી નવ સવારસાંજ ગાયના દૂધ સાથે લેવાથી પરમો–સુજાક મટી જાય છે.

૬૪૭ રાળ અને સાકરનું સમભાગ ચૂર્ણ બેથી ચાર માસા બે વખત દૂધ સાથે રોજ લેવાથી પ્રમેહરોગ મટે છે. તેના પર બપોરે કળથી અને ચોખા રાંધીને ઘી નાખી ખાવા. બાદી, ખટાશથી પરહેજ રહેવું. પરમો સુજાક નાશ પામે.

૬૪૮ બીરોજો, કતીરો અને શેકેલા ચણાનું સમભાગ ચૂર્ણ બનાવી ત્રણ માસા જેટલું સાંજ સવાર તથા બપોરે રોજ ત્રણવાર ખાવાથી પ્રમેહની શાંતિ થાય છે.

૬૪૯ બાલછડની છાલ અધકચરી કરી, રાત્રે પાણીમાં ભીંજાવીને સવારે વાટી, ગાળી પી જવાથી અઠવાડિયામાં ફાયદો થઈ જાય.

ઉપદંશ, ફીરંગરોગ, ચાંદી, ટાંકી, ગરમી.

૬૫૦ ખડસલીયો પિત્તપાપડો અધકચરો કરી ચાર પાંચ તોલા લઈ શેર પાણીમાં ઉકાળવો. ચોથા ભાગનો રહે ત્યારે ગાળી દિવસમાં બે વખત સવારસાંજ પીવો. રક્તશુધ્ધિ કરનાર હોઈ ફાયદાકારક છે.

૬૫૧ મુરદારસીંગનું સુક્ષ્મ ચૂર્ણ માસા બે અને ગોળ તોલા ૪ મેળવી બોર જેવડી ગોળી કરવી. રોજ સવારે ઘી સાથે એક એક કરીને ખાવી. ખોરાકમાં તેલ, મરચું, મીઠું તજવાં. ઘી સારી પેઠે ખાવું.

૬૫૨ લાલ ગુલબાનના બીજ શેકીને છેટલી સમભાગ સાકર સાથે ખાડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી સાડા ત્રણ માસા ચૂર્ણ રોજ નવાર પાણી સાથે લેવુ

૬૫૩ ફુલાવેલ મોરથુથુ તોલો ૦।, મુન્દાગ્ગીંગ તોલો ૦। નેપાળાનો મગજ (ગોમૂત્રમા બાફી શુદ્ધ કરેલો) તોલો ૦।।, ત્રણે ચીજ બરાબર લસોટી તેમા સવાપાચ તોલા ગોળ બરાબર મેળવી બોર જેવડી ગોળી વાળી રોજ સવારમા એક જ વાર ફક્ત એક ગોળી મીઠા દહીં સાથે ગળવી તરસ લાગે ત્યારે વરિયાળીનો ઉકાળો પીવો ખોરાકમા દહીં અને દહીંભાત ખાવા. ઘી પણ ખાઈ શકાય મીઠુ કે બીજુ કાંઈ ખાવુ નહિ. સારો ફાયદો થાય છે નબળા દર્દીએ આ દવા ખાવી નહિ સાવધાનીથી જાણકારની દેખરેખ નીચે આ દવા કરવા જેવી છે કારણ આ દવાથી ઝાડાઊલટી થાય છે તે સહી લેવા જોઈએ

૬૫૪ વડના પાન છાયે સુકાવી બાળીને તેની રાખ દિવસમા ત્રણ વાર ૦। તોલો જેટલી પાનમા નાખી સેવન કરવાથી ફાયદો થાય છે

૬૫૫ ખડસલીયો પીત્તપાપડો લીલો લાવી ખાડી રસ કાઢીને ૨ તોલા જેટલો રોજ પીવાથી પણ ઉપરોક્ત રોગોમા ફાયદો થાય છે

૬૫૬ પીંપળાના કોમળ પાનનો રસ કાઢીને પીવાથી પણ સારો ફાયદો થાય છે

૬૫૭ થોડાં કાંકસીનાં પાન પાણીમાં લસોટી પીવાથી ૨૧ દિવસમાં રોગ મટી જાય છે.

૬૫૮ અમરવેલ અને સાટોડીનો રસ તોલા ૨ જેટલો રોજ પીવાથી ચાંદીઓ મટે છે.

૬૫૯ આકડાની ડાળખી છાંયે સુકાવી ચૂર્ણ કરીને સમભાગ સાકર સાથે ગાયના ઘીમાં મેળવી ૦। તોલો પ્રમાણે સાકર મેળવ્યા બાદ સેવન કરવાથી પણ ફાયદાકારક છે.

૬૬૦ અરડૂસાનાં તાજાં મૂળની છાલ કાઢી, વાટી, લસોટી ચણા પ્રમાણે ગોળી બનાવી લેવી. બે બે ગોળી ઘીમાં બે વખત ખાવાથી ઉપદંશ મટે.

૬૬૧ લીમડાની અંતરછાલનો ઉકાળો એક માસ રોજ સવારે પીવાથી ચાંદી મટી જાય છે. અંતરછાલ તોલા ૨ લઈ અધકચરી કરી અરધો શેર પાણીમાં ઉકાળી, અરધો કપ જેટલું રહે ત્યારે ગાળી સવારમાં પીવું.

૬૬૨ બાળેલી કોડી, કાથો, મુરદારસીંગ એક એક તોલો, ફુલાવેલ મોરથુથુ તોલો ०।, કપૂર તોલો ०॥, તથા મીણ તોલો ૧ લેવું. મીણ સિવાયની ચીજો રજ સમાન બારીક કરીને ૨॥ તોલા ગાયનું ઘી તથા મીણ અગ્નિ પર તપાવી ગરમ કરી પીગાળી લેવું. ઠંડું થયા બાદ પચીસ, પચાસ કે સો વખત ઘીને ઠંડા પાણીથી ખૂબ ખૂબ ધોઈ લેવું. પછી તેમાં ઉપરનું ચૂર્ણ બરોબર મેળવી ઘૂંટીને ચાંદીઓ પર લગાડવાથી આરામ થાય છે. સાથે બને તે ખાવાની દવાનું પણ સેવન કરવું જરૂરી છે. પેટ સાફ રાખવું.

૬૬૩ પીંપળાનાં પાન વાટી ચાંદીઓ પર લગાડવાથી પણ ફાયદો થાય છે.

૬૬૪ આંબાનાં સૂકાં પાન બાળી તેની રાખ દબાવવાથી પણ ફાયદો થાય છે.

૬૬૫ ચોપચીની તોલા ૧૬, ખાંડ તોલા ૪, લીંડીપીંપર, પીપરીમૂળ, મરી, લવીંગ; અક્કલકરો, ખુરાસાની અજમો, સુંઠ, વાવડીંગ અને તજ દરેક એકેક તોલો લઈ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી છ માસા ચૂર્ણ રોજ સવારે, ઉપદંશ ચાંદી મટયા બાદ ત્રણ માસ સુધી પાણી અથવા દૂધ સાથે ખાવું. જેથી શરીરમાંથી રોગ નાબૂદ થાય છે. અને ભવિષ્યમાં સાંધાના રોગો જેવા ઉપદ્રવો થતા નથી. સમજુ દર્દીએ રોગ મટયા પછી ત્રણ માસ આ ઈલાજ કરવો. જે શુદ્ધિ ઉપરાંત સર્વ પ્રકારે આરોગ્ય આપનાર છે.

૬૬૬ શંખજીરૂં અને કાથો બારીક વાટી ચાંદીઓ પર લગાડવાથી આરામ થાય.

૬૬૭ હરડાં, બહેડાં, આમળાં સમભાગે લઈ, માટીના ઘડામાં નાખી અગ્નિ પર મૂકી કોલસા જેવાં થાય ત્યાંસુધી બાળવાં, પછી તેને રજ જેવું સુક્ષ્મ પાવડર બનાવી ઘી અથવા મધમાં મેળવી દુષ્ટ સ્ત્રીઓના સંગથી પડેલાં ચાંદા પર લગાડવું. આરામ થશે, ચાંદાં રૂઝાશે.

૬૬૮ છાંયામાં સુકાવેલાં લીંબડાનાં પાન તોલા ૪, હરડેદળ તોલો ૧, તથા આમળાં તોલો ૧ લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તથા સવારસાંજ બેબેઆનીભાર જેટલું

પાણી સાથે ખાવું. વેશ્યાસંગથી થયેલા ચેપી રોગો મટે છે. મહિનો બે મહિના આ ઈલાજ ચાલુ રાખવો.

૬૬૯ કણેરનાં કુમળાં મૂળ પાણીમાં ઘસોટી તેનો ચાંદીઓ પર લેપ કરવાથી, ખરાબમાં ખરાબ ઉપદંશ પણ મટી જાય છે. ગરમ ચીજો ખાવી નહિ. બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ.

૬૭૦ રસવંતીને પાણીમાં વાટી લેપ કરવાથી લિંગ પરનાં ચાંદાં, સોજો, રસ્સી, દુર્ગન્ધ અને વેદના મટે છે.

૬૭૧ દરેક મલમો અને લગાડવાની દવાઓ લગાડતા પહેલાં, લીમડાનાં પાન નાખી ઉકાળી, ગાળીને તે ગરમ પાણીથી અથવા સાદા ગરમ પાણીથી ચાંદીઓ ધોઈને દિવસમાં બે વાર બરાબર સાફ કરવો. ત્યારબાદ દવા લગાડવી. તો જ ફાયદો થાય છે.

૬૭૨ રૂમી મસ્તકી તોલા રા અને આવળનાં સુકાં ફૂલ તોલો ાા સુક્ષ્મ રજ જેવું ચુર્ણ કરી ચાંદી પર દબાવવું. આરામ થાય.

૬૭૩ સ્મશાનમાંથી માણસનાં બળેલાં હાડકાં લાવી, ૫ તોલા હાડકાં અને ૫ તોલા ભેરજો રજ સમાન ઝીણાં વાટી ગમે તેવી ચાંદી, ધારાં તથા વ્રણ પર લગાડવાથી આરામ થશે.

૬૭૪ આંબાની અંતરછાલનો ૪ તોલા રસ છેરૂ તથા સાકર નાખી પીવો. ચાંદીઓ રૂઝવનાર છે.

૬૭૫ ત્રિફળાના ઉકાળાથી અથવા ભાંગરાંના રસથી દિવસમાં ત્રણવાર લિંગ ધોવાથી ચાંદાં રૂઝાઇ જશે.

**વીર્યવૃદ્ધિ, સંભોગશક્તિ, વાજીકરણ માટે**

૬૭૬ આમલીયા ( આમલીનાં બીજ ) ત્રણ દિવસ પાણીમાં ભીંજાવી. ફોતરાં કાઢી બે ભાગ સાકર સાથે મેળવીને ચણા બરાબર ગોળી કરવી. બે ગોળી દિવસમાં ત્રણ વાર દૂધ સાથે લેવાથી ધાતુ વધે, ઘટ્ટ થાય,

૬૭૭ જટામાંસી ( બાલછડ ) અને સફેદ મૂસળી સમભાગે ચૂર્ણ કરી ૦॥ તોલો ચૂર્ણ દૂધમાં ઉકાળી સાકર નાખી તે દૂધ નિત્ય સવારે પીવાથી વીર્યવૃદ્ધિ થઈ પુરુષત્વ વધે.

૬૭૮ ૨॥ થી ૫ તોલા ચણા રાત્રે પાણીમાં ભીંજવી સવારે તે ચણા ખૂબ ચાવીને ખાવા તથા ભીંજાવવા માટે નાખેલું પાણી બધ નાખી પી જવું. આ પ્રયોગનું નિત્ય સેવન કરનાર ઘણો બળવાન બને છે. આ ચણા પચી ગયા પછી જ મોડેથી જમવું જોઈએ. તથા વચ્ચે કાંઈ ખાવું પીવું નહિ. તો સારી રીતે ધાતુપુષ્ટિ થઈ વાજીકરણ થાય.

૬૭૯ ઊભી ભોંયરીંગણીનાં બીજ દૂધમાં સાધારણ બાફી છાંયામાં સુકાવી, ચૂર્ણ કરી સમભાગ સાકરમાં મેળવી રોજ સવારે હથેળી ભરી દૂધ સાથે ખાવાથી નામર્દાઇ રોગ મટે, સંભોગ શક્તિ વધે, અશક્તિ જાય.

૬૮૦ ઉટકંટાનાં મૂળની છાલનું ચૂર્ણ સાત માસા લઈ રોજ સવારે દૂધ સાથે સેવન કરવાથી મર્દાઈ આવે.

૬૮૧ લીંડીપીંપરનું ચૂર્ણ બેઆનીભાર રોજ સવારે મધમાં ચાટી ઉપર દૂધ પીવાથી સંભોગશક્તિ વધે.

૬૮૨ રાત્રે પાણીમાં ભીંજાવી રાખેલ ખારેક નંગ ૪ થી ૫ સવારે ખૂબ ચાવીને ખાઈ ઉપર દૂધ પીવાથી સંભોગ-શક્તિ વધે છે.

૬૮૩ નારિયેળ અને સાકર, સવારમાં યથારૂચી ચાવીને ખાવાથી ધાતુપુષ્ટિ થાય.

૬૮૪ બાવળનાં ફળ, ફૂલ, પાન તથા મૂળ સરખે વજને લઈ ચૂર્ણ કરી સમભાગ સાકર મેળવી સાત માસા રોજ સવારે ખાવાથી સ્ત્રીપુરુષના ધાતુના રોગો, પ્રમેહ–પ્રદર મટી જાય અને ધાતુપુષ્ટિ થાય.

૬૮૫ બાવળનો ગુંદર તોલા ૧ નું ચૂર્ણ ઘી, સાકર સાથે ચાટી ઉપર દૂધ પીવાથી પણ ઉપર મુજબ ફાયદો થાય છે.

૬૮૬ આમલીના બીજનું ચૂર્ણ સમભાગ સાકર સાથે હથેળી ભરી રોજ સવારે એક વાર દૂધ સાથે ખાવાથી ધાતુપુષ્ટિ થાય.

૬૮૭ બોરસલ્લીનાં ફૂલ દૂધ સાથે વાટી સાકર નાખી પીવાથી પ્રમેહ પ્રદરાદિ મટી જઈને ધાતુપુષ્ટિ થાય.

**મૂત્રમાં ધાતુસ્રાવ, સ્વપ્નદોષ, હસ્તદોષ વગેરે માટે**

૬૮૮ તળાવની શેવાળ લાવી સુકાવી, ચૂર્ણ કરી સમભાગ સાકર મેળવીને ૪ માસા પ્રમાણે દૂધ સાથે સવાર-સાંજ સેવન કરવાથી ધાતુસ્રાવ, પ્રમેહાદિ મટી જઈ પુષ્ટિ થાય.

૬૮૯ અડદની દાળ તથા આમલીનાં બીજ સમભાગે લઈ, શેકી નાખી તેનું ચૂર્ણ તોલો ૦॥ રોજ સવારે મીઠા દૂધ સાથે લેવું, મૂત્રમાં ધાતુસ્રાવ મટે. પુરુષાતન વધે.

૬૯૦ સત ઈસબગોલ ૦॥ થી ૧ તોલો રોજ રાત્રે સાકર નાખેલા ગરમ દૂધ સાથે લેવાથી સ્વપ્નમાં તથા મૂત્રમાં જતી ધાતુ બંધ થાય, તથા ધાતુ વધે. ઉત્તમ ઈલાજ છે. ચાર છ માસ ચાલુ રાખવાથી લાભદાયક છે.

૬૯૧ વડનું દૂધ બને તેટલું લેવું કરી સુકાઈ જવા આવે ત્યારે મરી પ્રમાણે ગોળીઓ કરી રાખવી. તેને વાટી માખણ તથા સાકરમાં રોજ સવારે ૧ ગોળી લેવી. ઉપર દૂધ પીવું. સારો ઉપાય છે.

૬૯૨ વડનાં ફળ–ટેટા સુકાવી ચૂર્ણ કરી સવારસાંજ ૦॥ તોલો પ્રમાણે સાકર નાખેલા દૂધ સાથે સેવન કરવાથી. ધાતુપુષ્ટિ થાય,

૬૯૩ પતાસાંની અંદર વડના દૂધનાં ચાર પાંચ ટીપાં નાખી સવારમાં ખાઈ ઉપર દૂધ પીવાથી ધાતુપુષ્ટિ થાય, પાતળી ધાતુ ઘટ્ટ થાય, મૂત્રમાં ધાતુસ્રાવ બંધ થાય.

૬૯૪ ખાખરાના ઝાડની છાલનું ચૂર્ણ સમભાગ સાકર સાથે મેળવી હથેળી ભરી સવારસાંજ બે વાર ગાયના દૂધ સાથે ખાવાથી નામર્દાઈ રોગ મટે, પુરુષાતન વધે.

૬૯૫ સુરવાળીનાં બીજનું ત્રણ માસા ચૂર્ણ પાણી સાથે સવારસાંજ સેવન કરવાથી ત્રણ દિવસમાં મૂત્રમાં ધાતુસ્રાવનો રોગ મટી જાય છે. પણ વધારે વખત ચાલુ રાખવાથી સારો ફાયદો થાય.

૬૯૬ સૂકા ધાણા અને સાકર સરખે ભાગે ખાંડી સવારે, બપોરે તથા રાત્રે ત્રણ વખત ૦॥ તોલા પ્રમાણથી પાણી સાથે લેવાથી સ્વપ્નદોષ–સ્વપ્નમાં ધાતુ નીકળી જવાનો રોગ મટી જાય છે.

૬૯૭ ગળો, આમળાં અને ગોખરૂનું સમભાગ ચૂર્ણ કરી ૦॥ તોલો જેટલું રોજ સવારે ઘી–સાકર સાથે ખાઈ દૂધ પીવું. ૭ માસ સેવન કરવાથી હસ્તદોષથી આવેલ ખામી મટે છે.

૬૯૮ બહુફળી ખાંડી, ચાળી સવારે તથા રાત્રે બેબેઆનીભાર ચૂર્ણ થોડીક સાકરની ભૂકી સાથે મેળવીને ખાવું તથા ઉપર દૂધ પીવું. ધાતુક્ષીણતા મટે, પાતળી ધાતુ ઘટ્ટ થાય, અશક્તિ દૂર થાય.

૬૯૯ ગોખરૂનું ચૂર્ણ બેબેઆનીભાર સવારસાંજ બે વખત દૂધ સાથે લેવું. કબજિયાત રહેતી હોય તો રાત્રે બેઆનીભારથી ૦। તોલો હરડેનું ચૂર્ણ પાણી સાથે લેવું. ગરમ મશાલા, મરચું ઓછાં ખાવાં. આટલું કરવાથી સ્વપ્નમાં જતી ધાતુ બંધ થશે.

૭૦૦ મેંદીના પાનનો રસ તોલો ૧ તેમાં સાકર તોલો ૦॥ નાખી, સવારસાંજ પીવાથી એની મેળે સતત ટીંપે ટીંપે ઝરતી ધાતુ બંધ થાય છે. ગરમ મશાલા, મરચાં બંધ કરવાં.

૭૦૧ જેઠીમધનું ચૂર્ણ બેબેઆનીભાર, ઘી બેઆનીભાર તથા મધ ૦। તોલામાં મેળવી સવારસાંજ ચાટવું તથા ઉપર થોડું દૂધ પીવું. પુરૂષત્વ વધારનાર છે.

૭૦૨ ગરમ મશાલા તથા મરચાં બંધ કરી ઉપરનાં ઔષધોનું સેવન કરવું. તથા બ્રહ્મચર્ય રાખવું. સારા વિચારો કરવા. સારી સોબત રાખવી. નાટક સિનેમા જોવાં નહિ તેમ જ સારાં પુસ્તકો વાંચવાં. આટલું કરવાથી હસ્તદોષ, અતિ સ્રીસંગ વગેરે કારણોથી થયેલા ધાતુ સંબંધી રોગો, તથા સ્વપ્નમાં ધાતુ છૂટી જવી, અગર ઊંઘમાં ધાતુનાશ થવો વગેરે ફરિયાદો ખાતરીથી મટી શકે છે.

નપુંસકપણું, નામર્દાઈના વધુ ઇલાજો

૭૦૩ આસન તથા વરધારાનું સમભાગ ચૂર્ણ ઘીસાકર નાખેલા ગરમ દૂધ સાથે સવારસાંજ ૦।। તોલો લેવું. એક માસ જરૂર લેવું.

૭૦૪ પંઢત્વ–નામર્દાઈ–સ્રીસંભોગથી આવેલ અશક્તિ મટી જાય ત્યાં સુધી ઉપર નં. ૭૦૨ માં આપેલી સૂચનાઓ ધ્યાનમાં રાખી દવા ખાવામાં આવે ત્યાં સુધી તેનું પાલન કરવાથી ઉત્તમ લાભ થાય છે.

૭૦૫ મહૂડાંની અંતરછાલનું ચૂર્ણ સવારસાંજ ૩–૩ માસા લઈ ઉપર ગાયનું પાશેર દૂધ પીવાથી સંભોગશક્તિ પાછી આવે. આ ચૂર્ણ ૦।। તોલો ઘી તથા ૧ તોલો મધમાં મેળવીને ઉપર ઘી સાકર નાખેલું ગાયનું ગરમ દૂધ પોતાની પાચન શક્તિનો વિચાર કરી પીવું. આ રીતે વિશેષ લાભદાયી બને છે.

૭૦૬ શીમળાનાં ફૂલ તથા સાટોડીનાં મૂળ સમભાગ ચૂર્ણ

કરી સવારસાંજ ૦।-૦। તોલો લઈ ઉપર ગાયનું દૂધ પીવું. મર્દાઈ પાછી આવે.

૭૦૭ ગોખરૂ, એખરો, આસન, શતાવરી, ધોળી મૂસળી જેઠીમધ, ખરેટીનાં બીજ, ગંગેટીની છાલ અને વિદારીકંદ એ સર્વનું સમભાગ ચૂર્ણ કરી સવારસાંજ ૦। ૦। તોલો લઈ ઉપર સાકર-ઈલાયચી નાખેલું ગરમ દૂધ પીવું. અથવા ગાયનું ધારોષ્ણ દૂધ પીવું. એક મહિનામાં ઉત્તમ લાભ થાય-

૭૦૮ અક્કલગરો, મોચરસ, ધોળી મૂસળી, કાળી મૂસળી, બહુફળી, ઇંદ્રજવ, ગોખરૂ, ગળોનું સત્વ, સુકાયેલાં વડશુંદાં, શુદ્ધ કૌચાં, ઊટંગણ, બળબીજ, એખરો; ચણકબાબ અને બાવચી એ સર્વ સમભાગ લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું અને તેનાથી બમણી દળેલી સાકર ભેળવી પછી તેમાંથી હથેળી ભરીને રોજ સવારે ખાઇ ઊપર દૂધ પીવું. નાશ પામેલી શક્તિ પાછી આવે. ઓછામાં ઓછું એક માસ આનું સેવન કરવું

૭૦૯ ક્ષીરવિદારીકંદનું ચૂર્ણ કરી ૦। થી ૦॥ તોલો ઘી-સાકર સાથે રોજ સવારસાંજ બે વાર ખાવું તથા ઉપર દૂધ પીવું. ધાતુપુષ્ટિ થઈ ગયેલું પુરુષાતન પાછું આવે.

૭૧૦ સફેદ મૂસળી, ગોખરૂ, કૌચબીજ, ગળોસત્વ, શીમળાનાં મૂળ અથવા છાલ અને આમળાં સમભાગ લઈ તેનું ચૂર્ણ કરી સર્વની બરાબર સાકર મેળવવી તથા સવારસાંજ ૦॥ તોલાના પ્રમાણથી લઈ ઉપર ગાયનું ધારોષ્ણ

દૂધ પીવું. ઉત્તમ પ્રકારે કામોદ્દીપન થશે. વૃદ્ધોને પણ બળવાન બનાવનારૂં હોવાથી આ ચૂર્ણને વૃદ્ધદંડ ચૂર્ણ કહે છે.

૭૧૧ જાયફળ, જાવંત્રી, લવીંગ, મસ્તકી, તજ અને કેસર દરેક એક એક તોલો તથા સૂકું કોપરૂં તોલા ૨૫ લેવું. કોપરા સિવાયની ચીજો ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તથા કોપરાને બારીક ખમણી નાખી તેમાં મેળવી દેવું. પછી સાકર રતલ એકની ચાસણી કરી, તેમાં ઉપરની દવાઓ મેળવવી. તથા મધ રતલ ૧ નાખી એકરસ કરી બરણીમાં ભરી મૂકવું. તેમાંથી ૧ તોલો પ્રમાણે સવારસાંજ ખાઇ ઉપર દૂધ પીવું. સારો ઉપાય છે.

૭૧૨ કૌચાનું ચૂર્ણ તથા અડદનો લોટ સમભાગ લઈ ૨૦ તોલા દૂધમાં ાા તોલો ચૂર્ણ નાખી ઉકાળવું. તથા નીચે ઉતારી ાા તોલો ઘી તથા ા તોલો મધ નાખી રોજ બે વખત આ પ્રમાણે પીવું. કામશક્તિ વધારનાર છે.

સ્થંભન પ્રયોગો

૭૧૩ વાર અરધો વાર સ્વચ્છ મલમલનો કકડો લઈ તેને બાવળનાં તાજાં પૈડિયાંનો રસ કાઢી તેમાં ભીંજવવો અને સુકાવી લેવો. એમ ૭ દિવસ ૭ વખત કરવું. પછી તે કકડામાંથી વેંત વેંતના સમચોરસ કટકા કરી રાખી મૂકવા તથા રોજ સવારે દૂધમાં એક એક

કટકો બરાબર ઉકાળી નીચોવી કાઢવો તથા, તે દૂધ થોડી સાકર નાખી પીવું. આ પ્રયોગથી ધાતુપુષ્ટિ થઈ સ્થંભન પણ કુદરતી રીતે થાય છે.

૭૧૪ ધાવડીનાં ફૂલ, સૂંઠ અને ખસખસ દરેક ો। તોલો લઈ, ખાંડીને ૩ રતલ પાણીમાં ઉકાળતાં ો। રતલ પાણી રહે ત્યારે તેમાંથી ૧૦ તોલા પાણી સ્ત્રીસંગ પહેલાં ત્રણ કલાક અગાઉ પીવાથી ઘણી શક્તિ આવે અને રૂકાવટ થાય.

૭૧૫ લવીંગ, જાવંત્રી, તજ, અફીણ, અક્કલગરો અને સમુદ્રશોષનાં બી સમભાગે ખાંડી વસ્ત્રગાળ કરી તેના વજન જેટલી સાકર મેળવવી, પછી તેને મધમાં ખરલ કરી વાલ વાલની ગોળીઓ વાળી રાખવી. સ્ત્રીસંગ પહેલાં ૪ કલાક અગાઉ એક જ ગોળી દૂધના ઘૂંટડામાં ગળવી. તથા એક કલાક બાદ ગાયનું ધારોષ્ણ દૂધ પીવું, સ્થંભન થાય.

૭૧૬ કૌંચબીજ, શતાવરી, ગોખરૂ, ગંગેટી, બળદાણા અને એખરાતું સમભાગ ચૂર્ણ કરી સવારસાંજ ો તોલા પ્રમાણે લઈ ઉપર દૂધ પીવું. સ્વાભાવિક સ્થંભનશક્તિ વધે છે.

૭૧૭ કેફી વસ્તુઓનું સેવન કરી સ્થંભનશક્તિ મેળવવાથી આરોગ્યને હાનિ થાય છે. માટે તેનું વારંવાર સેવન કરવું નહિ. પરંતુ ધાતુપુષ્ટિના કોઈપણ ઔષધનું સેવન કરવું જેથી પાતળી ધાતુ ઘટ્ટ થઈ સ્થંભનશક્તિ વધે છે.

૭૨૮ ક્ષીરવિદારીકંદ, સફેદ મૂસળી, સાલમપંજા, આસન, ગોખરૂ અને અક્કલગરો લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. જમ્યા પહેલાં ૩ થી ૪ કલાક અગાઉ ૩ માસા ચૂર્ણ ગાયના અથવા જે મળે તે દૂધ સાથે બે વખત લેવું. દૂધ ધારોષ્ણ હોય તો ઉત્તમ, નહિ તો ગરમ કરી થોડીક સાકર નાખીને લેવું. આથી કુદરતી સ્થંભન શક્તિ મેળવી શકાશે. ધાતુપુષ્ટિ થઈ સંભોગ શક્તિ વધશે. તથા નાશ પામેલી કામેચ્છા સજીવન થશે. સ્ત્રીસંગની ઈચ્છા જાગ્રત થશે.

ધ્વજભંગ ઇન્દ્રિયની કમજોરી, નસોની શિથિલતા તથા વક્રતા વગેરે માટે તીલા

૭૧૯ મોમાઈને નરગીસના તેલમાં પીગાળી ઇદ્રિય પર લેપ કરવાથી, માલીશ કરવાથી નસોની કમજોરી મટે.

૭૨૦ કપાસિયાનો મગજ, અફીણ અને સાકર સમભાગે લઈ, પ્રથમ મગજને પથ્થર પર થોડાં પાણીના ટીપાં નાખી માખણ જેવો બારીક પીસી લેવો. પછી કિંચિત્ પાણીમાં અફીણ અને સાકર ઘૂંટી લેવાં બાદ તે બધું ભેગું કરીને બરાબર ઘૂંટી એક કપડાની પટ્ટી પર લગાડી દઈ, તે પટ્ટી શિશ્ન પર લગાડી ઉપર દોરાથી બરાબર બાંધી લંગોટ પહેરી સુઈ જવું. આ લેપ રોજેરોજનો જોઇતા પ્રમાણમાં તાજો જ બનાવી લગાડવો. આ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી ગયેલું પુરૂષત્વ પાછું આવે છે.

૭૨૧ મીઠા ઇંદ્રજવને થોરીના દૂધમા વાટી લિંગ પર લેપ

કરવો, આગલો ભાગ છોડવો. ઉપર કપડું બાંધી લંગોટ પહેરી સુઈ જવું. સવારે ગરમ પાણીથી ધોઈ નાખવું. આમ કેટલાક દિવસ કરવાથી નસોની ગયેલી શક્તિ પાછી આવે.

૭૨૨ અગરના સાચા અત્તરની એક સળી રોજ પાનમાં લગાડી તે પાન ખાવું તથા આગલો ફૂલ ભાગ છોડી, અગરના અત્તરનું શિશ્ન પર માલીશ કરવું. નામર્દાઈ રોગ મટે. નસો મજબૂત થાય.

૭૨૩ મેથીનું ચૂર્ણ રજસમાન ઝીણું બનાવી તે મધમાં મેળવી તેનો મદનદંડ પર લેપ કરવો તથા ઉપર કપડું બાંધી રાખવું. એકાદ માસ આ પ્રયોગ કરવાથી ઇંદ્રિયની સ્થિતિમાં સુધારો થાય.

૭૨૪ અક્કલગરો તોલો ૧, આસન તોલો ૦ાા અને વછનાગ તોલો ૦ાા લઈ બારીક ચૂર્ણ કરીને કાળા ધંતૂરાના જીંડવામાં ભરી તેને દોરો બાંધી પેક કરવું. પછી તેને ગાય અથવા બકરીના દૂધમાં ડુબાવી રાખવું. દૂધ રોજ તાજું લેવું. સાત દિવસ પછી તેને કાઢીને તે જીંડવા સાથે જ ખૂબ બારીક વાટવું, પછી તેમાંથી શિશ્નનું ફૂલ બચાવીને ડાંડી પર લેપ કરવો. આ પ્રમાણે કેટલોક વખત બ્રહ્મચર્ય રાખીને તથા ધાતુપુષ્ટિના ખાવાના ઔષધનું સેવન ચાલુ રાખવાથી ઇંદ્રિય દ્રઢ થાય. ભાંગેલી નસો સંધાય પુરુષત્વ પુનઃ પ્રાપ્ત થાય. કદાચ કંઈ ફોલ્લીઓ જેવું ઇંદ્રિય પર જણાય તો વચ્ચે લેપ બંધ કરી સાદા તેલનું માલીશ કરવું. જેથી ફોલ્લીઓ મટી જશે.

૭૨૫ લવીંગ, તજ, મૂળાનાં બી, અને નાગરવેલનાં પાન, એ સર્વ સમાન ભાગે લઈ ઝીણું વાટી કપડાની પટી પર લગાડી, તે પટી શિશ્ન પર બાંધવી તેના પર નાગરવેલનું પાન મૂકી ઉપર બીજું સફેદ કપડું બાંધવું તથા દોરાથી બરાબર લપેટવું. ફૂલ ભાગ પર પટ્ટી લગાડવી નહિ. આટલું કરી લંગોટ પહેરી રાત્રે સૂઈ જવું કેટલાક દિવસ આ પ્રમાણે કરવાથી નસોની કમજોરી મટી જાય. ગયેલી શક્તિ પાછી આવે છે.

વૃષણ-રોગ, વધરાવળ સારણગાંઠ

૭૨૬ એરંડબીજ થોડા ગાયના દૂધમાં વાટી અંડકોષ ઉપર, બાંધવાથી શરદી વાયુના લીધે આવેલા સોજા મટી જાય છે. લેપ ઝીણો વાટીને જાડો થર લગાડવો.

૭૨૭ બકાયનનાં પાન પાણીમાં ગરમ ગરમ અંડ ઉપર બાંધવાથી વધરાવળનો સોજો તથા પીડા મટે. ગોળીઓ નાની થાય.

૭૨૮ મુરદારસીંગ ગુલાબજળમાં વાટી તેનો લેપ કરવાથી પણ વધરાવળ મટે.

૭૨૯ લાલ તલ પાણીમાં મસ્કા જેવા વાટી તેનો જાડો લેપ કરવાથી વૃષણશોથ મટી જાય છે.

૭૩૦ ભાંગને પાણીમાં વાટી તેનો અંડ પર લેપ કરવાથી પીડા સાથે સોજા નાબૂદ થાય છે.

૭૩૧ ભાંગ અને રૂમીમસ્તકી સમભાગે પાણીમાં વાટી, તેનો લેપ કરવાથી વધરાવળનો સોજો ઉતરે.

૭૩૨ શીલારસને તમાકુનાં પાન પર ચોપડી તે પાન અંડ ઉપર બાંધવાથી વધરાવળ મટે. કોઈ કોઈને આ પ્રયોગથી ઉલટી થાય છે. માટે ગભરાવું નહિ. ફાયદાકારક છે.

૭૩૩ એળિયાને થોડા બકરીના દૂધમાં પકાવી ઘટ્ટ થાય ત્યારે તેનો લેપ કરવાથી દુખાવા સાથેની વધરાવળ મટી જાય.

૭૩૪ હળદર ૦| તોલો ઈંડાની જરદીમાં મેળવી લેપ કરવાથી કંઈ વાગવાથી આવેલ સોજો તથા દુખાવો મટે.

૭૩૫ બરફનો શેક કરવાથી પણ, વાગવા-દબાવાથી આવેલ સોજો અને દુખાવો મટી જાય છે.

૭૩૬ કોલન વૉટર લગાવવાથી પણ ઉપલા કારણોથી થતી પીડા અને સોજો ઉતરી જાય છે.

૭૩૭ જુન્દબેદસ્તર (બજારમાં ગાંધીને ત્યાં મલે છે) એક માસો લઈ ચમેલીના તેલમાં બારીક લસોટી, લેપ કરતા રહેવાથી તથા લંગોટ બાંધવાથી સારણગાંઠ પણ મટવા સંભવ છે. સારણના રોગીએ પેટ સાફ રાખવું. વાયડું તથા ભારે ખાવું નહિ.

૭૩૮ વજ અને સરસવનું ચૂર્ણ પાણીમાં ખૂબ લસોટી તેનો લેપ કરવાથી વધરાવળ મટે છે. પાણી થોડું લેવું.

૭૩૯ સરગવાની છાલ અને સરસવ એક એક તોલો લાવી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાણીમાં લસોટી લેપ

કરવાથી અંદરનો ભરાયેલો વાયુ દૂર થાય સોજો ઉતરી વધરાવળ મટે.

૭૪૦ હરડાં, બહેડાં અને આમળાંનું સમભાગ ચૂર્ણ બનાવી ૦। તોલો ચૂર્ણ ગરમ ગોમૂત્ર તોલો ૧ (ગાળીલેવું) સાથે સવારેમાં કેટલાક દિવસ પીવાથી વાયુના દોષથી થયેલી વધરાવળ મટી જાય છે.

૭૪૧ હરડાં, બહેડાં અને આમળાં સમભાગે લઈ અધકચરાં કરી તેમાંથી બે તોલા ભૂકો એક શેર પાણીમાં ઉકાળતાં ૦। શેર પાણી રહે ત્યારે ગાળીને તેમાં ૦॥ થી એક તોલો તાજું ગોમૂત્ર, નાખી સવારમાં પી જવાથી વધરાવળ મટે. રેચ સાધારણ લાગે ખરો તેથી ગભરાવું નહિ. ઘણીવાર એકાદ દિવસ પીવાથી જ ફાયદો થઈ જવા સંભવ છે.

૭૪૨ પાશેર ગરમ દૂધમાં થોડી સુંઠની ભૂકી તથા એરંડીયું તેલ તોલો ૧। રોજ સવારમાં બે માસ સુધી પીવાથી સારણ ગાંઠ-અંતરગળ મટી જાય છે.

૭૪૩ એરંડીયું અને તાજું ગળેલું ગોમૂત્ર તોલો ૧ લઈ મેળવીને તેમાં શુદ્ધ ગુગળ ફાર્મસીમાંથી લાવી તે તોલો ૦। જેટલો વાટીને ત્રણે વસ્તુઓ બરાબર મેળવી રોજ સવારે સાંજે પીવાથી સારણગાંઠના રોગમાં ફાયદો થઈ જાય. પ્રયોગ લાંબો વખત ચાલુ રાખવો.

૭૪૪ બળદાણા તોલા ૦॥ નું ચૂર્ણ એરંડતેલ તોલા ૨ માં નાખી બરાબર ગરમ કરી તે તેલ ઠંડુ થયેથી સવારે રોજ એકવાર પીવું. સારણગાંઠ મટે.

.પ વૃષણની કોથળીમાં કફવાયુ દુષિત થઈ ભરાવાથી વધરાવળ થાય છે. પાણી ભરાવાથી પણ થાય છે અને ઉપરથી નાનું આંતરડું કોથળીમાં ઉતરવાથી પણ થાય છે. તેને સારણ કહે છે. ઉપલા ઉપચારોથી આરામ ન લાગે તો શસ્ત્રવૈદ્યની સલાહ લેવી. સારણ માટે પટ્ટા પણ બનાવીને પહેરવાથી આરામ રહે છે. સારણના રોગીએ વજન ઊંચકવું નહિ, દોડવું નહિ તેમ જ પેટ સાફ રાખવું. વાયડું-બટાટાં, વાલ,, વટાણા, ચોળા, કઠોળ, સેવ ગાંઠિયા તથા ભારે ચીજો તજવી.

# સ્થાન ૧૧ મું

## સ્ત્રીનું પ્રજનન અવયવ

### યોનિમાર્ગ અને ગર્ભાશયના રોગો - સ્તનાદિકના તથા તેના ઉપાયો

સફેદ પ્રદર, રક્તપ્રદર, લોહીવા, અતિસ્રાવ

૭૪૬ કાકડાશીંગી અને સાકરનું સમભાગ ચૂર્ણ બે માસા પ્રમાણે સવારસાંજ દૂધ અગર પાણી સાથે લેવું. પ્રદર રોગ મટે.

૭૪૭ બાવળની અંતરછાલ બે ત્રણ તોલા કચરી તેનો ચતુર્થાંશ કાઢો કરી ગાળી સાકર નાખી રોજ સવારે પીવાથી પ્રદર રોગ જાય.

૭૪૮ સરપંખાની છાલ રતી બે વખત રોજ પાન સાથે ખાવાથી પ્રદર મટે. ગર્ભાશય સુધરે.

૭૪૯ દાડમની છાલના ઉકાળામાં કપડું ભીંજાવી સુકાવી લેવું તથા તેમાંથી વેંત વેંતના કકડા કરી રોજ એક કકડો રાત્રે સૂતી વખતે યોનિમાં ધારણ કરવો. પ્રદર મટે.

૭૫૦ જેટલી ધાતુપુષ્ટિની દવાઓ છે તે દરેકથી પ્રદરરોગ મટે છે.

૭૫૧ બોરસલ્લીનાં ત્રણ ફૂલ પાણીમાં વાટી સાકર નાખી રોજ સવારે પીવાથી પ્રદરરોગનો નાશ થાય.

૭૫૨ કમળકાકડીનું ચૂર્ણ સવારસાંજ અરધા તોલા પ્રમાણથી

દૂધ અગર પાણી સાથે લેવાથી પ્રદર રોગનો નાશ થશે.

૭૫૩ ખાખરાની કુંપળ લાવી છાયાશુષ્ક કરી ખાંડી તેનું ત્રણ માસા ચૂર્ણ સવારસાંજ તેટલી જ સાકર સાથે લેવાથી પ્રદર રોગ મટી જાય છે.

૭૫૪ વડના ઝાડનાં લાલ અંકૂર છાયાશુષ્ક કરી તેનું વસ્ત્ર-ગાળ ચૂર્ણ દૂધ સાકર સાથે સેવન કરવાથી પ્રદર મટે.

૭૫૫ બહુફળીનું ચૂર્ણ ૦। તોલો તેટલી જ સાકર સાથે સવારસાંજ ખાઈ ઉપર દૂધ પીવું. પ્રદર મટે.

૭૫૬ મેથીનાં ફૂલ અને નાગકેસરનું ચૂર્ણ રોજ સવારે ૦॥ તોલો પાણી સાથે લેવાથી પ્રદર મટે.

૭૫૭ એખરો અને શિંગોડાં સમભાગે લઇ ચુર્ણ કરી તે બે બરાબર દળેલી સાકર મેળવી ૦॥ તોલો પ્રમાણે સવારસાંજ ખાવાથી પ્રદર રોગ જાય.

૭૫૮ મોચરસ અને સાકરનું સમભાગ ચૂર્ણ કરી સવારમાં હથેળી ભરીને પાણી સાથે લેવાથી પ્રદર રોગ મટી જાય.

૭૫૯ લાજવંતી અને ખાખરાનો ગુંદર બેઉ સમભાગે લઈ ખાંડી ચૂર્ણ કરી ૦॥ તોલા પ્રમાણે સેવન કરવાથી પ્રદર રોગ મટી જાય છે.

૭૬૦ દર્ભનાં મૂળનું ચૂર્ણ સવારસાંજ ૦। તોલા પ્રમાણે ચોખાના ધોવણ સાથે પીવાથી આરામ થાય.

૭૬૧ ઉંબરાના ફળનો રસ ૦॥ તોલો તથા મધ ૦। તોલો

સવારે તથા સાંજે બે વખત પીવાથી પ્રદર રોગ મટે. મટે ત્યાં સુધી દૂધભાત તથા સાકર સિવાય બીજું કશું ખાવું નહિ.

૭૯૨ આમળાંના બે ત્રણ ઠળિયાનું ચૂર્ણ પાણી સાથે બરાબર વાટી તેમાં ૦। તોલો મધ તથા ૦॥ તોલો સાકર મેળવી રોજ સવારે પીવાથી આઠ દસ દિવસમાં ફાયદો થાય છે.

૭૯૩ અસલી નાગકેસરનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સવારે, બપોરે તથા સાંજે દરેક વખતે એકએક આનીભાર મીઠી છાશ સાથે ખાવું. જમવામાં ફક્ત છાશ–ભાત લેવાં. સફેદ પ્રદરનો રોગ મટી જાય છે. મટે ત્યાં સુધી જુનું દર્દ હોય તો એક માસ સુધી ઔષધ સેવન કરવું.

૭૯૪ લીલાં આમળાંનો રસ તોલો ૦॥, સાકર તોલો ૦॥ તથા મધ તોલો ૦॥ ત્રણેનું મિશ્રણ કરી તેના ત્રણ ભાગ કરવા તથા સવારે, બપોરે સાંજે ત્રણ વખતમાં ખાઇ જવા. દરેક વખતે સાથે પાકું ગળેલું લીલી છાલનું કેળું અરધું અરધું ખાવું. ખોરાકમાં ફક્ત દૂધ, ઘી, ભાત, સાકર લેવાં. અઠવાડિયામાં પ્રદર રોગ મટશે.

૭૯૫ આમળાં અને વરિયાળી દરેક એક એક તોલો લઇ કચરીને રાત્રે એક કપ પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળીને સાકર નાખી પીવાથી રક્ત પ્રદર લોહીવા મટે. માસિક વધારે પડતું આવતું હોય તેમાં પણ ફાયદો કરે.

૭૬૬ ગધેડાની લાદની પોટલી બનાવી યોનિમાં ધારણ કરવાથી લોહી બંધ થાય. લોહીવા મટે.

૭૬૭ બકરીની લીંડીઓની બાળેલી ચાળેલી રાખ એક ભૂંગળીમાં નાખી યોનિમાં ફૂંકવાથી લોહી બંધ થાય.

૭૬૮ ગુલે અરમાની અને સાકર સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી દિવસમાં બે વખત એક એક તોલા પ્રમાણે પાણી સાથે ખાવાથી ગમે તેવો લોહીવા પણ મટે છે.

૭૬૯ અરડૂસીનાં પાન ૨૦ જેટલાં કચરીને પાણીમાં એક રાત ભીંજવી, ચોળી, મસળી સવારે તે પાણી પી જવાથી વધુ પડતું માસિક આવતું બંધ થાય છે.

૭૭૦ ખાટલાની જૂની સીંદરી બાળીને તેની ભસ્મ સાથે સમભાગ સાકર વાટી હથેળી ભરીને રોજ બે વખત પાણી અથવા ગાયના દૂધ સાથે લેવાથી લોહીવા મટે છે.

૭૭૧ જુનું શુણપાટ સાફ કરી બાળી તેની ભસ્મ પણ ઉપર મુજબ સાકર મેળવી હથેળી ભરી સવારમાં પાણી સાથે ખાવાથી લોહીવા મટે છે.

૭૭૨ જીરૂં સાધારણ શેકીને ખાંડી ચુર્ણ કરી સમભાગ સાકર સાથે મેળવી તે મિશ્રણ અરધો તોલો પ્રમાણે બે વખત પાણી સાથે લેવાથી લોહીવા–રકત પ્રદર મટે છે.

૭૭૩ માજુફલનું ચૂર્ણ માસા ૭ લઇ દહીં રતર ૦।। સાથે સવારમાં થોડા દિવસ ખાવાથી વધું પડતો માસિક

સ્રાવ તથા લોહીવાનું દર્દ તેમજ હરસમાં પડતું લોહી પણ બંધ થાય.

૭૭૪ રાળ અને સાકરનું સમભાગ ચૂર્ણ બનાવી ૦। થી ૦॥ તોલા પ્રમાણે સવારસાંજ પાણી અગર મીઠી છાશ સાથે લેવાથી રક્તસ્રાવ બંધ થાય તેમજ ઝાડાનું દર્દ પણ મટે.

૭૭૫ કોઈપણ જાતના પ્રદર રોગ માટે દરદીએ તેલ, મરચું અને ગરમ ચીજો ખાવાની છોડી દેવી જોઇએ. જેથી જલદી આરામ થાય છે.

૭૭૬ સ્ત્રીને જ્યાં સુધી પ્રદર રોગ કે લોહીવા હોય ત્યાં સુધી બ્રહ્મચર્ય પણ ખાસ પાળવું જોઈએ. પુરુષોએ પણ આટલું ધ્યાનમાં રાખવું જોઈએ. રોગી સાથે તેમજ રોગી હાલતમાં વિષયભોગ બંનેને નુકશાનકારક છે.

૭૭૭ ગોરખ આમલી એક આખીનો ગર્ભ તથા કાગદી એલચીનાં બીજ તોલો ૦॥ એકત્ર વાટી રોજ સવારે પાણી સાથે ૧૫ દિવસ લેવાં તથા જમવામાં દૂધ, ભાત, ઘી, સાકર સિવાય બીજું ખાવુ નહિ. પ્રદર રોગ ખાતરીથી મટશે.

૭૭૮ કપાસિયાનાં મીંજ દરરોજ તોલો ૧ લઈ પાણીમાં વાટી સાકર નાખી સવારે પીવાથી તથા ગરમ ચીજોનો ત્યાગ કરવાથી પંદર દિવસમાં સ્ત્રીઓને પડતાં પાણી–પ્રદર રોગ નિશ્ચય મટી જાય છે.

૭૭૯ કાકડીના બીજનો મગજ તોલો ૧ અને શ્વેતકમળની

કળી તોલો ૬ લાવી બારીક પીસી તેમાં શેકેલ જીરાનું ચૂર્ણ બેઆનીભાર તથા સાકર નાખી પાણીમાં ઘૂંટીને રોજ સવારે ૧૫ દિવસ પીવાથી પ્રદરરોગ મટી જાય.

૭૮૦ અશોકની છાલ બે તોલા કચરી ખાંડીને તેમાં પાશેર દૂધ તથા પાશેર પાણી નાખી, પાણી બળી જાય ત્યાંસુધી ઉકાળી, ગાળી સાકર નાખી ઠંડો પડવા દઈ રોજ સવારે પાવો આથી સફેદ તથા લાલ બેઉ પ્રકારના પ્રદર રોગ મટી જાય છે.

૭૮૧ ખપાટના પાનનો રસ તોલા ૨ કાઢી તેમાં અસલી નાગકેસરનું ચૂર્ણ માસા ૨ નાખી સાત દિવસ પીવાથી પ્રદર રોગ મટે.

૭૮૨ પાકેલાં કેળાં તથા ઘી, સાકર સવારે નરણા કોઠે થોડા પ્રમાણમાં ખાવાં, શરદી થાય તો સાકરને બદલે ઘીથી બમણું મધ નાખી ખાવું.

૭૮૩ રક્તપ્રદરમાં ખાવાની દવા સાથે જલ્દી આરામ થવા માટે મુલતાની માટી પાણીમાં ભીંજવી તેનો પેડુ પર જાડો લેપ કરવો. લોહી બંધ થાય છે.

૭૮૪ દારૂહળદર ૨ તોલાનો સોળગણા પાણીમાં કાઢો કરી આઠમો ભાગ રહે ત્યારે ગાળીને તેમાં ૨ માસા શિલાજીત મેળવી સવારમાં પીવાથી સર્વ પ્રકારના પ્રદર રોગ મટી જશે.

૭૮૫ સાલમમીશ્રી, સફેદ મૂસળી અને પંજાબીમીશ્રીનું સમભાગ ચુર્ણ ૩ માસા પ્રમાણે સવારસાંજ સાકરવાળા દૂધમાં લેવું. પ્રદર મટી જાય તથા શક્તિ આવે.

૭૮૬ આસનનું ચૂર્ણ સવારસાંજ ૦। તોલો દૂધ સાથે લેવું જેથી પ્રદર રોગ મટે તથા શક્તિ પણ આવે.

૭૮૭ બોરસલીનાં તાજાં ફુલ તોલો ૧ તથા ત્રણચાર મીઠી બદામ લઈ ભાંગની માફક લસોટી પાણી સાથે સાકર નાખી સવારે, સાંજે બેવાર પીવાથી ધોળું તથા લાલ પ્રદર મટી જાય છે પાણીને બદલે દૂધમાં પણ પી શકાય. ગાયનું દૂધ હોય તો વધારે સારૂં.

૭૮૮ ત્રિફળાં, સૂંઠ, દારૂહળદર, લોધ્ર અને અશોકની છાલ તથા જેઠીમધ સર્વ સમભાગ લાવી જવકૂટ કરી તેમાંથી ૨ તોલા ભૂકો ૧૬ ગણા પાણીમાં ઉકાળી આઠમો ભાગ રહે ત્યારે ગાળીને તેને ઠંડુ થવા દઈ થોડું મધ તથા બેઆનીભાર લોધ્રનું ચૂર્ણ મેળવી સવાર, સાંજ પીવું. સર્વ પ્રદરો મટે.

સોમ રોગ-જળપ્રદર

૭૮૯ ક્ષીરવિદારી કંદ, જેઠીમધ, ખારેક તથા કાળી મૂસળીનું ચૂર્ણ તોલો ૦॥ પ્રમાણે સવારસાંજ ૧ તોલો મધ તથા ૧ તોલો સાકર સાથે ચાટી ઉપર દૂધ પીવું.

૭૯૦ અરીઠાંના ફળનો પીળો ગર્ભ ૧ રતી જેટલો પાકેલા કેળામાં મૂકી ખાવો. તથા ઉપર માખણ તથા સાકર ૧ તોલો ચાટી જવું. આ પ્રમાણે સવારસાંજ બે વખત કરવાથી થોડા દિવસમાં સોમરોગ-મૂત્રનું થોડે થોડે સરી જવું તથા શક્તિક્ષય થવો, બંધ થઈ આરામ થાય છે.

૭૯૧ ગળો, આમળાં અને ગોખરૂનું સમભાગ ચૂર્ણ સવાર

સાંજ ૦ાા તોલા પ્રમાણે દૂધ અગર પાણી સાથે લાંબો વખત લેવું. ઉત્તમ લાભ આપનારૂં છે. ઘી, સાકર સાથે ખાઇ ઉપર દૂધ પીવાથી વિશેષ લાભદાયી છે.

૭૯૨ પાકેલ કેળું ૧ તથા આમળાંનો રસ તોલો ૦ાા એકત્ર ઘૂંટી સવારમાં તથા સાંજે ખાવાથી જળપ્રદરનો નાશ થશે. અંદર સાકર તોલો ૦ાા નાખવી.

ગર્ભાશયનો દુખાવો, શોજો, ઝખમ, ગર્ભાશયશુદ્ધિ વગેરે.

૭૯૩ ખસખસ વાટી પાણી નાખી ખૂબ પકાવી, ચીકણું અને લેપ જેવું ઘટ્ટ થાય ત્યારે તેમાં થોડું ગુલાબનું તેલ મેળવી ઘૂંટીને પેડું પર ગરમ ગરમ લેપ કરવાથી ગર્ભાશયનો દુખાવો, પેડુમાં તથા સાથળના મૂળમાં શૂળ, ચસકા આવતા હોય તો મટે. ગર્ભાશયનો સોજો ઉતરે.

૭૯૪ બે તોલા તલ બારીક વાટી થોડા ગુલાબના તેલ સાથે લસોટી મેળવીને યોનિમાં લેપ કરવો તથા તેની ગોળી કરી પહેરવી. તેમ જ ઉપર નં. ૭૯૩ માં બતાવ્યા પ્રમાણે પેડુ પર લેપ કરવો. જેથી ઉપરની બધી ફરિયાદો મટશે. રાત્રે આ ઉપચારો કરીને સૂઇ જવું.

૭૯૫ મધમાં રૂ ભીંજવી રાત્રે સૂતી વખતે તે રૂ યોનિમાં ધારણ કરવાથી ગર્ભાશય શુદ્ધ થાય છે. અંદરની ખરાબીઓ બહાર નીકળી જશે.

૭૯૬ પાણી સાથે અર્ધું માયફળ ઘસી લેવું તથા ફુલાવેલ

ફટકડી વાલ ૧ તેમાં મેળવી થોડું પાણી ઉમેરી તેમાં રૂ ભીંજાવીને તે રૂ યોનિમાં ધારણ કરવાથી અંદરનો કંઈ ઝખમ હોય તો મટી જાય છે.

૭૯૭ લીમડાનાં પાન બાફીને પેડુ પર ગરમ ગરમ બાંધવાથી માસિક વખતે થતો પેડુનો તથા ગર્ભાશયનો દુખાવો મટે. રાત્રે બાંધીને સૂઈ જવું.

૭૯૮ ખાખરાનાં ફુલ—કેશૂડાં બાફીને ગરમ ગરમ પેડુ પર બાંધવાથી પણ ઉપર મુજબ ફાયદો થઈ જશે.

અનાર્તવ–બંધમાસિક–માસિકની અનિયમિતતા, કષ્ટાર્તવ

૭૯૯ રોજ સવારમાં થોડા દિવસ પાકેલું પપૈયું ખાવાથી બંધ માસિક તેમ જ કષ્ટાર્તવમાં પણ ફાયદો થાય. જેના શરીરમાં લોહી ઓછું હોય તેમણે આ પ્રયોગ અજમાવવો નહિ. અથવા ગરમ લાગે તો પપૈયું ખાઈ ઉપર દૂધ પીવું.

૮૦૦ ગરમાળાની છાલ તોલા ૨ નો ૧૬ ગણા પાણી સાથે ઉકાળીને આઠમો ભાગ રહેતાં ગાળી લીધેલો ઉકાળો પીવાથી ઉપલા રોગો મટે.

૮૦૧ ૧૦ તોલા વરસાદના પાણીની અંદર ત્રણ તોલા મધ મેળવી પીવું અને ત્રણ ચાર કલાક ચત્તું સૂઈ રહેવું આ પ્રયોગથી ઘણીવાર માસિક આવવાનું ચાલુ થાય છે.

૮૦૨ મૂળાનાં બીજ, ગાજરનાં બીજ, અજમો, ત્રણે સમભાગ ખાંડી તેનું ચૂર્ણ હથેળી ભરીને પાણી સાથે ફાકવાથી બંધમાસિક ચાલુ થાય. પંદર દિવસ સુધી દિવસમાં

બે વાર ચાલુ રાખવું જોઈએ. નબળા શરીરવાળી સ્ત્રી તેમજ સગર્ભા સ્ત્રીઓ માટે આ ઉપાયો નથી.

૮૦૩ નરમા કપાસનાં ફૂલ તોલા ૧૦ બે રતલ પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગાળી નાખીને પીવાથી રજોદર્શન શરૂ થાય.

૮૦૪ કપાસનાં મૂળ તોલા ૫ બે રતલ પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગાળી પીવાથી, કષ્ટાર્તવ તેમજ મોડું માસિક આવતું હોય તેમાં ફાયદો થાય. નિયમિત થાય. કેટલાક વખત સુધી દવા ચાલુ રાખવી જોઈએ,

૭૦૫ ઘી તોલા ૪ાા, ગોળ તોલા ૨ાા, અજમાનું ચૂર્ણ ૬ માસા, સૂંઠનું ચૂર્ણ ૬ માસા તથા હળદળ ભૂકી ૨ માસા લેવું. પછી ૨૦ તોલા પાણીમાં ઉપરનો ગોળ પિગાળી લેવો. તથા તે પાણી જૂદું રાખી. બાકીની ચીજો અગ્નિ પર સાધારણ શેકીને પછી તેમાં ગોળવાળું પાણી નાખી બરાબર ઉકાળી લેવું. આ ઉકાળો સવારે તથા સાંજે, પણ જમ્યા પહેલાં બે વખત બે ભાગ કરી રોજ પીવો. પેટ, પેડુ તથા કમરમાં પીડા સહિત આવતું માસિક વગર પીડાથી સાફ આવે.

૮૦૬ "અશોકારિષ્ટ" નામની આયુર્વેદિક બનાવટની દવા જમ્યા પછી બે વખત પીવાથી માસિક સંબંધી સર્વ ફરિયાદો મટી જાય.

**સૂચના**:—માસિક લાવનારી દવાઓ સગર્ભાવસ્થામાં તથા શરીરમાં બીજા રોગો તાવ, પાંડુ, લોહીની અછતવાળી

સ્થિતિમાં લેવી નહિ. અથવા તો વૈદ્યની સલાહ લઈને જ ઈલાજ કરવો.

રજોદર્શન માટે થોડા વધુ ઈલાજો

૮૦૭ ૨ા તોલા તલને ખાંડી શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું રહે ત્યારે ગોળ નાખી ઠંડું થયેથી પીવું. માસિક આવે.

૮૦૮ તલ, વડગૂંદા તથા વરિયાળી સમભાગે અધકચરાં ખાંડી બે ત્રણ તોલા ભૂકો શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહેતાં ગાળીને ગોળ નાખી ઠંડું પડવા દઈ પીવાથી માસિક આવે.

૮૦૯ ત્રણ તોલા ખાંડેલા તલમાં શેર પાણી નાખી ઉકાળતાં ચોથા ભાગનું રહે ત્યારે ગાળી તેમાં સૂંઠ, મરી, પીપર, હીંગ અને ભારંગમૂળનું સમભાગે કરેલું ચૂર્ણ ૩ માસા તથા ગોળ તોલો ૧ નાખી ઠંડુ થવા દઈ સવારમાં પીવું એટલે માસિક આવે તથા માસિક સંબંધી પીડાઓ મટે,

૮૧૦ ગાજરનાં બીજ તોલો ૦ા પાણી સાથે વાટી સવારમાં પીવાં

૮૧૧ રાયણનાં બીયાંનું મગજ વાટી તેની પોટલી યોનિમાં ધારણ કરવી.

૮૧૨ એળિયો વાલ ૨ ગરમ પાણીમાં ખાવાથી પેડુની શૂળ મટે. માસિક આવતાં પીડા થાય ત્યારે બે વખત સવારસાંજ સેવન કરવાથી રાહત થાય. સાથે હીંગ વાલ ૨ મેળવવાથી વિશેષ ફાયદો થાય છે.

**યોનિરોગ, દાહ, શૂળ, સ્રાવ, ચળ વગેરે**

૮૧૩ કડવા લીમડાની લીંબોળીને લીમડાના પાનના રસ સાથે લસોટી લેપ કરવાથી યોનિશૂળ મટે.

૮૧૪ મીંઢળ તોલો ૧, કપૂર બેઆનીભાર બારીક વાટી મધ સાથે મેળવીને લેપ કરવાથી અંદરની નસ સંબંધી પીડા મટે તથા સંકોચ થાય.

૮૧૫ માયફળ તોલો ૧ તથા કપૂર બેઆનીભાર વાટી મધમાં મેળવી લેપ કરવાથી યોનિરોગ મટે.

૮૧૬ લીલાં આમળાંનો રસ તથા મધ મેળવી લેપ કરવાથી યોનિમાં દાહ થતો હોય તો મટે,

૮૧૭ હરડાં, બહેડાં તથા આમળાંને જવકૂટ કરી બે તોલા ભૂકાને અરધો શેર પાણીમાં ઉકાળી અરધું રહે ત્યારે ગાળી તેમાં કપડું ભીંજાવી યોનિમાં ધારણ કરવાથી યોનિદાહ, યોનિશૂળ, સ્રાવ, ક્ષત, સોજો, પીડા, અજવાળ વગેરે સર્વ રોગો મટે છે. યોનિમાં ગરમી જણાતી હોય તો શાંત થાય છે. આરામ થાય ત્યાં સુધી ઉપાય ચાલુ રાખવો.

૮૧૮ ગરમ ઘીમાં રૂ ભીંજાવી યોનિમાં પહેરવું. શૂળ મટી જાય.

૮૧૯ ખાવા માટે સૂંઠ, મરી, અને પીપરનું ચૂર્ણ વાલ ૨ મધમાં ચાટવું. યોનિશૂળ મટે.

૮૨૦ કાળા ધંતૂરાનાં અથવા ધંતૂરાનાં ત્રણ પાન બારીક વાટી બેઆનીભાર સિંધવ તથા બેઆનીભાર ઘી સાથે ઘૂંટી યોનિમાં લેપ કરી સૂઈ જવું. યોનિશૂળ ખાતરીથી મટે.

૮૨૧ ખીડલૂણ, ખાવચો, અરડૂસીનાં મૂળ, લીંડીપીપર, વજ, મરી, પીપરીમૂળ અને સુંઠ સમભાગ લાવી ખાંડી ચૂર્ણ કરીને સવારસાંજ ૦ા ૦ા તોલો ગરમ પાણી સાથે ખાવાથી યોનિશૂળ મટી જાય છે.

યોનિસંકોચ તથા દ્રઢતા માટે

૮૨૨ ગોદંતી હરતાલનો ખડો દેવતામાં મૂકી ઉપરથી કોલસા ઢાંકી દેવા. ઠંડુ થયેથી કાઢી, વાટી, તેની ભસ્મ તોલો ૧, માયાનું ચૂર્ણ તોલો ૧ તાથા ફુલાવેલ ફટકડી તોલો ૦ા મધ સાથે મેળવી બોર જેવડી ગોળી કરવી. આ ગોળીઓ રાત્રે સૂતી વખતે યોનિમાં ધારણ કરવાથી યોનિસંકોચ થાય. પ્રદરરોગ પણ મટે, આની સૂકી ભૂકી મલમલ જેવા ઝીણા વસ્ત્રમાં બાંધી પોટલી કરીને પણ વાપરી શકાય.

સગર્ભાવસ્થાના રોગો કબજીયાત, ઉલટી

૮૨૩ એરંડીયું તેલ, અથવા સત ઇસબગોલ ગરમ દૂધ સાથે લેવું. અથવા ગુલકંદ ખાઇ ઉપર ગરમ દૂધ પીવું. કબજિયાત મટે.

૮૨૪ આવળનાં ફૂલ ૧ તોલો, ૧૦ તોલા ગાયના દૂધમાં વાટીને પીવાં. દૂધમાં સાકર નાખવી. સવારે આ પ્રયોગનું સેવન કરવાથી ઊલટી મટે.

૮૨૫ કોથમીરનો રસ તોલો ૧ ચોખાના ધોવરામણમાં સાકર નાખી મેળવીને સવારમાં પાવો. ઊલટી બંધ થાય.

૮૨૬ બીલીના ગર્ભનું બેબેઆનીભાર ૂર્ણ સવારસાંજ પાણી સાથે લેવું. ઊલટી ઓછી થશે.

### સગર્ભાવસ્થામાં શૂળ, આફરો, તાવ, ઝાડા

૮૨૭ મહુડાની છાલ, ચંદનવાળો, ઉપરસાલ, જેઠીમધ અને પદ્મકાષ્ટનું સમભાગ જવકૂટ ચૂર્ણ કરી બે તોલા ભૂકો આઠગણા પાણી પલાળી ઉકાળતાં ચોથા ભાગનું રહે ત્યારે ગાળીને સવારે પાવું. તાવ માટે સારૂં છે.

૮૨૮ ગળોનુ ચૂર્ણ અથવા પલાળેલી લીમડાની ગળોનું પાણી સવારે તથા સાંજે પીવું. તાવ જાય.

૮૨૯ આંબાની ગોટલી શેકીને આવા આપવાથી ઝાડા મટે.

૮૩૦ ધાવડીનાં ફૂલ, મોચરસ અને ઈંદ્રજવનું સમભાગ ચૂર્ણ કરીને સવારસાંજ બે બે માસા પાણી સાથે આપવું. જેથી ગર્ભિણીનો અતિસાર–ઝાડા મટી જશે. હલકો ખોરાક લેવો.

૮૩૧ ગોખરૂ, જેઠીમધ અને દ્રાક્ષ સમભાગે એકત્ર કૂટી તેમાંથી બે તોલા ભૂકો રાત્રે એક કપ પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળી પીવાથી ઉદરશૂળ મટે.

૮૩૨ અજમોદ, સૂંઠ, લીંડીપીપર, અને જીરાનું સમભાગ ચૂર્ણ કરી તે બે આનીભાર ચૂર્ણ ૦૧ તોલો ગોળમાં મેળવી ખાઈ ઉપર પાણી પીવું. જેથી આફરો, શૂળ તથા મંદાગ્નિ મટી જશે.

### ગર્ભિણી સ્ત્રીના સોજા

૮૩૩ ધોળી સાટોડીનાં મૂળ વાટી તેનો રસ સોજા પર ચોપડવો.

૮૩૪ આસોંદનાં મૂળ પાણી અથવા ગોમૂત્રમાં ઘસી, ગરમ કરી ચોપડવાં. સોજા ઉતરે.

૮૩૫ સાટોડીનાં તાજાં મૂળ ચાવી તેનો રસ પીવો અથવા સાટોડીનાં મૂળ તોલા બે કચરી, શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું રહે ત્યારે બે ભાગ કરી સવારસાંજ પીવાથી સોજાનો નાશ થશે.

### ગર્ભિણીના શ્વાસ, કાસ, ખાંસી

૮૩૬ જેઠીમધનાં મૂળ મોઢામાં રાખી રસ ઉતારવો.

૮૩૭ અરડુસીનો રસ તોલો ૦૧ તેટલા જ મધ સાથે સવારે તથા રાત્રે પીવો.

૮૩૮ સૂંઠ, લીંડીપીપર અને ભારંગમૂળનું સમભાગ ચૂર્ણ કરી બેબેઆનીભાર ચૂર્ણ ૦૧ તોલો ગોળ સાથે સવારસાંજ ખાવું.

### ગર્ભિણીનું મૂત્ર બંધ થયું હોય ત્યારે

૮૩૯ ખાખરાનાં ફૂલ બાફી તેનું પેડુ પર બંધારણ કરવું.

૮૪૦ પેડુ પર લીલો શેવાળ બાંધવો.

૮૪૧ સુરોખાર પાણીમાં મેળવી નાભિ પર ચોપડવો.

### ગર્ભિણીનું પ્રદર, રક્તસ્રાવ

૮૪૨ વાળો, અતિવિષ, નાગરમોથ, મોચરસ, ઈંદ્રજવ, સર્વ સમભાગે જવકૂટ કરી બે તોલા ભૂકો આઠ ગણા પાણીમાં ઉકાળતાં ચોથો ભાગ રહે ત્યારે ગાળી પીવું. તે જ ભૂકો સાંજે ઉકાળીને પાવો. જેથી ગર્ભિણીનું શૂળ, ઝાડા, તથા પ્રદર રોગોનો નાશ થશે.

૮૪૩ સો વાર પાણીમાં ધોયેલું ઘી શરીરે મર્દન કરવાથી રક્તસ્રાવ બંધ થાય.

૮૪૪ મધ, કમળ, અને નાગકેસર, સાકર તથા ઘીનું સેવન કરવું. નાગકેસર બેઆનીભાર તથા કમળ ૧ તોલો બારીક લસોટી તેમાં ૧ તોલો સાકર, ૦॥ તોલો મધ તથા ૧ તોલો ઘી મેળવી સવારસાંજ ખાવું. પ્રદર તથા રક્તસ્રાવ મટશે.

**શીઘ્રપ્રસવ થવાના ઇલાજો.**

૮૪૫ સ્રી કષ્ટાતી હોય ત્યારે એક તોલો ગરમાળાની છાલનો ભૂકો બે કપ પાણીમાં ઉકાળી ૦॥ કપ રહે ત્યારે ગાળીને પાવો.

૮૪૬ મરેઠી તોલો ૦॥, બે કપ પાણીમાં ઉકાળી ૦॥ કપ રહે ત્યારે ગાળી મધ નાખી પાવાથી શીઘ્ર પ્રસવ થાય.

૮૪૭ ગર્ભવતી સ્રી નવમા માસથી રોજ સવારે ૧ તોલો બદામનું તેલ દૂધ સાથે પીતી રહે તો પ્રસવ વખતે કોઈ તકલીફ થતી નથી.

૮૪૮ માથાના વાળ અથવા સાપની કાંચળી અંગારા પર નાખી તેની યોનિ પર ધૂણી લેવી. પ્રસવ થશે.

૮૪૯ કલગારીનાં મૂળ સુતરમાં બાંધી હાથે પગે બાંધવા. પ્રસવ બાદ છોડી નાખવા.

૮૫૦ લીંડીપીપર, વજ પાણીમાં વાટી એરંડીયામાં મેળવીને દુંટી પર લેપ કરવો. પ્રસવ બાદ કાઢી નાખવો.

૮૫૧ ઉટકટારીનાં મૂળ ચોટલે બાંધવાં. પ્રસવ બાદ તરત જ છોડી નાખવાં.

૮૫૨ ગાયનું દૂધ ૨૦ તોલા લઈ તેમાં ૧ તોલો ગાયનું છાણુ મેળની વસ્ત્રગાળ કરી પાઈ દેવું. પ્રસવ થઈ જશે.

**મૃતગર્ભ નીકળી જવા માટે**

૮૫૩ દોઢ પાશેર પાણીમાં પાંચ તોલા ગાયનું છાણુ મેળવીને ગાળીને પાવાથી મૃતગર્ભ બહાર પડે.

૮૫૪ મેથી, રાઈ, કલૌંજી, અજમો, વરિયાળી, વાવડીંગ, રાયણ, ગાજરનાં બીજ, ડુંગળીનાં બીજ એ સર્વ સમભાગ ખાંડી તેમાંથી ૨ાા તોલા ભૂકો આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગાળીને પાવાથી મૃતગર્ભ બહાર પડે. તથા સરલ પ્રસવ માટે પણ ફાયદાકારક છે. ઉપરની બધી ચીજો હાજર ન હોય તો જેટલી મળે તેટલીથી કામ લેવું.

૮૫૫ એરંડીયાને સહેજ ગરમ કરી તેમાં ભીંજવેલું રૂ યોનિમાં ધારણ કરવાથી તથા ગુગળ અથવા બેરજાની ધુમાડી લેવાથી પણ મૃતગર્ભ બહાર પડવામાં મદદ મળે છે. પહેલાં ધુમાડી બરાબર લઈ, પછી એરંડિયાવાળું રૂ ધારણ કરવું.

૮૫૬ અરીઠાં પાણીમાં વાટી, ચોળી તે પાણીમાં રૂ ભીંજવી યોનિમાં ધારણ કરવાથી મૃતગર્ભ નીકળી જાય.

૮૫૭ કબૂતરની ચરકની ધુમાડી લેવાથી પણ મૃતગર્ભ બહાર પડે.

**પ્રસૂતાની ઓર પડતી ન હોય ત્યારે**

૮૫૮ ઓર પડવા માટે સ્ત્રીની પ્રકૃતિનો વિચાર કરી પાંચથી ૧૦ તોલા ઘી પાવું. અને ગળામાં માથાના

વાળનું ગુચળું દાખલ કરવું. જેથી ઊલટી થવાથી ઓર નીકળી જશે. વાળથી ઊલટી ન થાય તો ગરમ પાણી પાવું. પેડૂ પર સરસવનું તેલ નીચેની તરફ માલીશ કરવું તથા થોડો શેક કરવો. તથા સર્પની કાંચળી, નાગરમોથ જે મળે તેને રાઈના તેલમાં ભીંજાવી અંગારા પર નાખી તેની ધૂણી આપવી. આ ઉપાયોથી ઓર પડી જાય છે.

ગર્ભપાત–કસુવાવડ થતી અટકાવવા માટે

૮૫૯ સાકર, કમળનાં તંતુ અને તલનું સમભાગ ચૂર્ણ કરી સવારસાંજ ૧ તોલાના પ્રમાણથી બે વખત મધમાં ચાટવું. કસુવાવડ અટકે.

૮૬૦ અતિબલાનાં મૂળ કુમારિકાએ કાંતેલ સુતરના વણેલા દોરા વડે બાંધી કમરે બાંધવાનો ટુચકો અજમાવવા જેવો છે.

૮૬૧ કસ્તૂરી ૧ ગુંજ, જાયફળ ૨ ગુંજ, જાવંત્રી ૩ ગુંજ અને પીપળાનાં બીજ ૬ ગુંજ પ્રમાણે લઈ વાટી ગોળી કરી સવારમાં ગળવી. એ પ્રમાણે કસુવાવડની આદતવાળી સ્ત્રીએ સાતમાસ સુધી દર માસે એક જ વાર આ ગોળીનું સેવન રાખવું.

૮૬૨ કસુવાવડની આદતવાળી સ્ત્રીએ ગર્ભ રહ્યા બાદ બ્રહ્મચર્ય પાળવું. ગરમ મશાલા તથા વાયડો ખોરાક ખાવો નહિ, ભાર ઊંચકવો નહિ. અંધારામાં તથા અજાણી જમીનમાં ચાલવું નહિ. અતિ હર્ષ કે આઘાત ન ન લાગે, ભય ન થાય તેનું સંબંધીઓએ ધ્યાન

રાખવું. ક્રોધ કરવો નહિ, દાદર ચઢઉતર કરવા નહિ, ઉજાગરા કરવા નહિ, જુલાબ લેવો નહિ. આટલું ધ્યાન રહે તો વગર ઈલાજે કસુવાવડ થતી અટકી જાય.

૮૯૩ તલ અને પદ્મકાષ્ટ સમભાગે ખાંડી ૦ાા તોલો સવારે તથા ૦ાા તોલો સાંજે સાકરવાળા ગાયના દૂધ સાથે લેવાનું ચાલુ રાખવું. કસુવાવડ થતી અટકશે.

૮૯૪ જવ, તલ, અને સાકરનું સમભાગ ચૂર્ણ કરી સવારસાંજ એક એક તોલો ચૂર્ણ મધમાં ચાટવું. કસુવાવડની આદતવાળી સ્ત્રીએ તથા ગર્ભનું રક્ષણ કરવા ઈચ્છતી સ્ત્રીઓએ આ અને બીજા સર્વ ઈલાજો સાત માસ સુધી ચાલુ રાખવા. જેથી કસુવાવડ થતી અટકશે.

૮૯૫ ગળામાં કેરબાની માલા ધારણ કરવાથી કસુવાવડ થતી અટકે છે એમ કહેવાય છે.

શુષ્ક ગર્ભ, છોડ માટે

૮૯૬ વાવડીંગ, પિત્તપાપડો, ધમાસો, ગળો, લાજાળુ, વાળો, નાગરમોથ અને ધાણાનું સમભાગે જવકૂટ ચૂર્ણ કરવું. બે તોલા ભૂકો રાત્રે શેર પાણીમાં ભીંજવી સવારે ઉકાળતાં અરધો કપ જેટલું રહે ત્યારે ગાળી નીચોવીને રોજ પીવું. તો છોડ પાલવે. એટલે શુષ્ક ગર્ભ વધે.

૮૯૭ વરધારો, તો. ૦ાા અને ધોળી જાસૂદીના ફૂલ તોલો ૧ તથા ખડી સાકર તોલા ૨ સઘળું ગાયના ૦ાશેર દૂધમાં વાટી લસોટી, ગાળીને રોજ સવારે પીવાથી ફાયદો થઈ જાય.

૮૬૮ આમળાંના બીજની અંદરનો મગજ, આંબાહળદર, અને કોઠીનાં છાયા શુષ્ક પાન, સમભાગે ચૂર્ણ કરી તે ચૂર્ણ બરોબર દળેલી ખડી સાકર ભેળવવી તથા સવારસાંજ ગાયના ઘીમાં ચાટવું. ગાયનું ઘી તોલા ૨॥, તથા ચૂર્ણ તોલો ૧ લેવું. ઉપર થોડું ગાયનું દૂધ લેવું. રાત્રે ઘીમાં મેળવી ભીંજાવી રાખેલી દવા સવારે લેવી. તથા સવારે ભીંજાવેલી રાત્રે ખાવી. છોડ વધે. ઉપરનો ઈલાજ સાત દિવસ કરવાનો છે.

૮૬૯ ઘઉંલા, કમળકંદ, અને ઉંબરાનાં કોમળ ફળો દરેક એક એક તોલો લાવી કચરીને દૂધમાં સારી રીતે ઉકાળી, ગાળી તે દૂધ સાકર નાખી સવારે તથા રાત્રે બે વાર પીવું, સુકાયેલો ગર્ભ વધવા માંડે ત્યાં સુધી આવા ઈલાજો ચાલુ રાખવા જોઈએ.

ગર્ભિણી સ્ત્રીઓને સૂચના :—

૮૭૦ બહારથી વાગી જવાથી, પડી જવાથી તથા અત્યંત તીવ્ર પ્રકારનાં મનોદુઃખથી અંદરનો ગર્ભ મરી જાય છે. તથા સ્ત્રીના જીવનનું પણ જોખમ થાય છે માટે ગર્ભિણીનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરવું જોઈએ તથા તેને આનંદમાં જ રાખવી જોઈએ. છોડ થઇ ગયું હોય તેવી સ્ત્રીઓએ પણ પ્રસન્ન મનવાળા રહી, ક્રોધ તથા દ્વેષ બુદ્ધિનો, બળતરીયા સ્વભાવનો સદંતર ત્યાગી કરી હલકાં, સાત્ત્વિક, અન્નપાન સાથે ઉપરોક્ત ઇલાજો કરવાથી ફાયદો થશે. વિશેષ કરી ઘી, દૂધનું

સેવન ગખવુ. તથા ખારા, ખાટા, તીખા, ઊનાં, અને દાહક તથા ભારે પદાર્થોનો ત્યાગ કરવો જોઈએ જેથી આરોગ્ય પણ સારૂ રહે

સૂતિકા રોગ-સુવારોગ

૮૭૧ દેવદાર, વજ, કઠ, લીડીપીપર, સૂઠ, કાયફળ, નાગરમોથ, કરિયાતુ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, રીંગણી, ગોખરૂ, ધમાસો, બોયરીંગણી, અતિવિષ, ગળો, બીવી અને શાહજીરૂ સઘળુ સમભાગ લઈ જવકૂટ કરી બે તોલા ભૂકો સોળ ગણા પાણીમા ઉકાળી આઠમો ભાગ રહે ત્યારે ગાળી તેમા ચપટી ચપટી સિંધવ અને હીંગ નાખી સુવાવડીને પાવો તે જ ભૂકો પાછો ગત્રે આઠ ગણા પાણીમા ઉકાળી ચોથો ભાગ રહેતા ગાળી સિંધવ, હીંગ નાખીને પાવો આ સુવાવડીના સર્વ રોગો દૂર કરનારો પ્રસિદ્ધિ દેવદાર્વાદિ કવાથ, સુવાવડ પછી સર્વ સ્ત્રીઓએ સેવન કરવો જેથી પ્રસૂતાના સર્વ ઉપદ્રવો દૂર થઈને આરોગ્ય પ્રાપ્ત થશે

વંધ્યત્વ-વાઝિયાપણુ

૮૭૨ વંધ્યત્વ દૂર કરવાના ઉપાયો કરતા પહેલા શરીરમાના બીજા રોગો પ્રથમ દૂર કરવા જોઇએ માટે યોગ્ય ઇલાજો તથા પથ્યપાલન સહિત પ્રથમ શરીરને નિરોગી રાખવા યત્નશીલ રહેવુ

૮૭૩ માસિક આવે તે દિવસથી માસિક ચાલુ રહે તેટલા દિવસ સુધી આસનનુ ચૂર્ણ બેઆનીભારથી ૦। તોલો જેટલુ. અરધો શેર (૨૦ તોલા) દૂધમા નાખી

ઉકાળીને તેમાં ઘી તોલો અરધો નાખીને રોજ સવા
પીવું. આ વિધિ ત્રણ, ચાર, છ માસ દર મહિને ર
રાખવો. જેથી ગર્ભ રહે છે.

૮૭૪ યોનિમાર્ગની અગ્નિ–બળતરા–ગરમીથી ગર્ભ ન રહેત
હોય તેવી સ્ત્રીએ તાંદળજાની ભાજીનો રસ કાઢી તેમ
ભીંજાવેલ રૂ યોનિમાં ધારણ કરવું. દિવસમાં વારંવા
તાજા રસમાં ભીંજાવેલ પોતાં યોનિમાં પહેરવાં તથ
રાત્રે પણ આવું પોતું મૂકી સૂઈ જવું, આ પ્રમાણ
ત્રણ દિવસ કરવું. જેથી અગ્નિ શાંત થવાથી ગર્ભ રહે છે

૮૭૫ ગર્ભાશય અને યોનિમાર્ગમાં વાયુનો દોષ હોય તે
શરીર બધું બહુ દુઃખે અને પેડૂમાં તથા યોનિમ
શૂળ પણ આવે તેવી સ્ત્રીઓએ ચોકખી હીંગ ૧ તોલ
લઈ બે તોલા ઘીમાં ઝીણી લસોટી તેની ત્રણ ગોળ
કરીને રોજ રાત્રે ૧ ગોળી યોનિમાં પહેરવી ર
પ્રમાણે ત્રણ દિવસ કરવાથી કમળ વાયુથી ઢંકાયું હ
તો તે મટી ગર્ભ ધારણ થશે.

૮૭૬ માસિક દરમ્યાન માથાના દુખાવાની પીડા રહે
હોય તો ફૂલ ઊંધું થયું હોવાનો સંભવ છે. તે
ઉપાય વણના કપાસિયાનાં બીજ પાણીમાં પલા
લસોટી જૂના રૂની અંદર લપેટી તેની સોપારી જેવ
ગોળી કરીને માસિક આવી ગયા પછી તરત જ
દિવસ સુધી આવી ગોળી રાત્રે યોનિમાં ધારણ કર
નં. ૮૭૪ તથા નં. ૮૭૫ના પ્રયોગો પણ ઋતુસ્ન
પછી તરત જ કરવા જોઈએ. ઉપરના પ્રયોગથી ફ
ઊંધું થયું હોવાના રોગવાળી વંધ્યાને ગર્ભ રહે
સંભવ છે.

૮૭૭ અશ્વગન્ધાનું જવકૂટ ચૂર્ણ તોલા ૨ લઈ તેમાં પાણી શેર એક રેડી કલ ઈવાળા વાસણમાં ઢાંકયા વગર ધીમે તાપે ઉકાળતાં ૦ા શેર પાણી રહે ત્યારે ગાળી તેમાં ઘી તોલો ૦ાા નાખીને સ્ત્રીએ માસિક પછી નાહીને સાત દિવસ સુધી આ ઉકાળો સવારે સવારે પીવો. જેથી ગર્ભ ધારણ થશે.

૮૭૮ એક બીજોરાંનાં નીકળે તેટલાં બધા બી પાણીમાં વાટીને ઋતુસ્નાતાએ સવારે ખાવાં. (દર માસે એક દિવસ) ગર્ભ ધારણ થાય.

૮૭૯ કેળું પાકેલું નંગ ૧. કપૂર તોલો ૧, વંશલોચન તોલો ૧ આ ત્રણ ઔષધો કેળના પાનમાં બરાબર બાંધીને ઋતુમતી સ્ત્રીએ નહાવાને આગલે દિવસે સાંજે તુલસીના છોડની નીચેની જમીનમાં દાટી આવવું. તથા બીજે દિવસે નાહ્યા પછી લાવીને વાટી, બરાબર ખરલ કરીને તેના ત્રણ ગોળા કરવા, તથા એ રીતે ચોથા દિવસથી ત્રણ દિવસ સુધી સવારે સવારે એક એક ગોળો ખાઈ જવો. અને સંભોગ કરવો–જેથી ગર્ભ રહે.

૮૮૦ ઋતુસ્નાન પછી ત્રણ દિવસ સુધી શીવલિંગનાં બીજ રોજ એક એક સવારે ગળી જવાથી પણ સંતતિ-લાભ થાય.

૮૮૧ ભાંગ ૧ ભાગ તથા સાયાં ચાર ભાગ રજ સમાન ઝીણાં વાટી તેમાંથી થોડી ભૂકી યોનિમાં નાખી સંભોગ કરે તો ગર્ભ રહેવા સંભવ છે.

૮૮૨ ઉપલેટ તોલો ૦ાા, વરધારો તોલો ૧, અસલી નાગ-કેસર તોલો ૧, જીરૂં તોલો ૧, તમાલપત્ર તોલો ૧,

ઈલાયચીનાં બીજ તોલો ૧, તથા શીવલિંગીનું બીજ નંગ ૧ આ પ્રમાણે સર્વ ઔષધો લઈ વાટી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તેનાં સાત સરખાં પડીકાં કરવાં. તથા માસિક પછી ચોથે દિવસે નાહીને વંધ્યા નારીએ સવારે એક પડીકું માખણમાં મેળવી ખાવું તથા ઉપર ગરમ દૂધ યથારૂચિ પીવું. તથા બપોરે જમવામાં રૂચિ મુજબ ચોકખા ઘીનો શીરો બનાવી ખાવો. તથા રાત્રે દૂધ, ભાત, સાકર ખાવાં. આ પ્રમાણે સાત દિવસ ઔષધિનું સેવન કરી પથ્ય રાખવું, પછી સંભોગ થવાથી ગર્ભ રહેશે.

૮૮૩ કોઠીનું મૂળ, વરધારો, નાગકેસર, તમાલપત્ર, સાકર અને એલચી સમભાગે ચૂર્ણ કરી ઘી તોલા બે સાથે સવારે ચાટવું. ચૂર્ણ તોલો ૧ લેવું. આ પ્રયોગ એકાદ માસ ચાલુ રાખવા જેવો છે.

૮૮૪ પારસ પીંપળાનાં મૂળ અથવા બીજ, સફેદ જીરૂં અને શરપંખ સમભાગે લઈ ચૂર્ણ કરીને તોલો ૧ા દૂધ સાથે ઋતુસ્નાતા સ્ત્રી ત્રણ દિવસ સવારે સવારે સેવન કરે. અથવા પારસ પીંપળાનાં એક ફળમાંના બીજ દૂધમાં બાફી તે બીજ ખાઈ ઉપર તે જ દૂધ નાહ્યા બાદ સવારે સવારે ત્રણ દિવસ પીવું. ગર્ભ રહે, પુત્રપ્રાપ્તિ થાય. સારો ઉપાય છે.

ખાસ કરી પુત્રપ્રાપ્તિ માટે

૮૮૫ જે સ્ત્રીને વારંવાર પુત્રીઓ જન્મતી હોય તેણે અને પુત્રની જ ઇચ્છાવાળી સ્ત્રીએ શિવલિંગીના બીજનું એક

આનીભાગ ચૂર્ણ ૦ા ગેર દૂધમા વાટી મેળવી પીવું. ઋતુસ્નાન પછી ત્રણ અથવા સાત દિવસ આ પ્રયોગ કરવો

૮૮૬ ઉપર મુજબ ખાખરાનુ એક પાન દૂધમા વાટી ગાળી પીવાથી પણ પુત્રલાભ થવા સભવ છે

વંધ્યત્વ રોગ–ગર્ભધારણના થોડા વધુ પ્રયોગો

૮૮૭ હાથીદાતનો વેર અને નાગર બેઉ એક એક તોલો લઈ ખાડી તેનુ ચૂર્ણ બગાબર કરીને તેના ત્રણ પડીકા કરી માસિક પછી નાહીને ચોથે દિવસેથી એક એક પડીકુ ગાયના દૂધ સાથે સવારમા ખાવુ ત્રણ દિવસમા ત્રણ પડીકા ખાવા, ગર્ભ રહે

૮૮૮ અસલી નાગકેશરનુ ચૂર્ણ માસિક પછી સાત દિવસ સુધી રોજ સવારે ૦ા તોલા પ્રમાણે ગાયના દૂધ સાથે ખાવાથી ગર્ભ રહે

૮૮૯ અશ્વગન્ધાનુ ચૂર્ણ પોતાની પાચનશક્તિ પ્રમાણે સાડા ત્રણ માસાથી સાત માસા સુધી સરખા વજને ગાયના ઘી સાથે મેળવીને માસિક પછી શરૂ કરી એકાદ બે માસ ચાલુ રાખવાથી ગર્ભ રહે છે, પુષ્ટિ થાય છે ઉપર થોડુ દૂધ પણ પીવુ, તથા ઔષધ પચી ગયા પછી મોડેથી જમવુ ગરમ પડે તેવી ચીજો ખાવી નહિ

૮૯૦ જાવ ની બેઆનીભાર વાટી જાના રૂમા લપેટી યોનિમા ધારણ કરવી, જેથી વાતાદિ દોષો દૂર થઈ ગર્ભ રહે છે

સતતિ નિયમનના ઉપાયો

૮૯૧ સ્ત્રીને માસિક આવી ગયા પછી પહેલા બાર દિવસ તજવા, સભોગ કરવો નહિ બહુધા બચી શકાય.

૮૯૨ સંતાનની ઈચ્છા વગર સંભોગ કરવો નહિ. બ્રહ્મચર્ય પાળવું. સાત્વિક આહાર રાખવો. પવિત્ર વાતાવરણમાં રહેવું તથા દંપતિએ પરસ્પરમાં સાચો પ્રેમ વધારવો. આ સર્વશ્રેષ્ઠ અને આત્મોન્નતિનો દિવ્ય માર્ગ છે. પણ તે ઉચ્ચ માનસ ધરાવતાં યુગલો માટે જ શકય છે. જેથી નીચે ઔષધિ પ્રયોગો આપ્યા છે તે અજમાવવા, પણ વિષયી થવું નહિ, તેમજ દુરૂપયોગ કરવો નહિ. અતિવિષયી થનારને કર્મફળ ભોગવવું જ પડે છે અને આયુષ્ય તથા આરોગ્યનો નાશ થાય છે, માટે સમજી વિચારી બને તેમ સંયમી રહેવું જ હિતકર છે.

૮૯૩ તુલસીનાં બીજ તોલો ૧ અરધો શેર પાણીમાં ઉકાળતાં અરધોકપ રહે ત્યારે ગાળીને માસિક આવ્યા બાદ ચોથે દિવસથી ત્રણ દિવસ સુધી પીવું. ગર્ભ ન રહે.

૮૯૪ માસિક આવે તે જ દિવસથી ચાલુ કરી આઠ દિવસ સુધી હમેશાં કાકડીનાં બીજનું ચૂર્ણ બેઆનીભાર જેટલું પાણીમાં લસોટી સવારે એકવાર પીવું. ગર્ભ રહે નહિ.

૮૯૫ માસિક પછી ચોથે દિવસે સાડાચાર માસા લાખ વાટીને પાણી સાથે ફાકી જવી. ગર્ભ રહેતો બંધ થઈ જાય.

૮૯૬ સંભોગ પહેલાં ૬ કલાક સુધી માયફળના ॥ તોલો ચૂર્ણની પોટલી યોનિમાં રાખેલી હોય તો ગર્ભ રહેવા સંભવ નથી.

૮૯૭ તે જ મુજબ હાથીની લાદની પોટલી રાખીને પછીથી સંભોગ કરવામાં આવે તો ગર્ભ રહે નહિ.

૮૯૮ થુવર–હાથલીઓ કે ડાંડલીઓ લાવી છાંયામાં સુકાવીને પછી બાળીને રાખ કરી સમભાગ સાકર સાથે મેળવીને રોજ સવારે બે માસા પ્રમાણે પાણી સાથે ૨૧ દિવસ સુધી ( માસિક આવ્યા બાદ ચોથા દિવસથી ) ખાવાથી ગર્ભ રહેતો નથી, થુવર બાળીને રાખ બરાબર કરવો. કાચો રહે નહિ તે ધ્યાન રાખવું. ઉપરોક્ત પ્રયોગો સારા અને અસરકારક જણાયા છે.

૮૯૯ લીંડીપીંપર, વાવડીંગ, અને ફુલાવેલ ટંકણખારનું સમભાગ ચૂર્ણ કરી બેઆનીભાર પ્રમાણથી ઋતુ સમયે ચાર દિવસ ખાવું. (નબળા બાંધાની સ્ત્રીઓ આ પ્રયોગ ન કરે.) ગર્ભ રહેતો અટકે.

૯૦૦ પથ્થર પર ઘસીને ગોળ કરેલા સિંધવનો નાનો ટુકડો તેલમાં બોળી યોનિમાં ધારણ કર્યા બાદ સંભોગ કરવાથી ગર્ભ રહે નહિ.

૯૦૧ તાંદળજાનાં મૂળ તોલો ૧ ચોખાના ધોવરામણમાં વાટી, લસોટી, માસિક પછી ત્રણ દિવસ સવારમાં પીવાથી ગર્ભ રહેતો અટકી જાય છે.

૯૦૨ પીંપળાની લાખ ૦॥ તોલો લઈ સમભાગ સાકર સાથે તેનું ચૂર્ણ માસિક પછી ત્રણ દિવસ સવારે પાણી સાથે ખાવી. ગર્ભ રહેતો બંધ થાય છે.

# કમર બરડો ઘૂંટણ ઘૂંટી હાથપગ સાંધાઓ અસ્થિભંગ

## સ્થાન ૧૨ મું

**કમરનો દુખાવો, ટચકીયું, સાયેટીકા વગેરે**

૯૦૩ કમર પકડાઈ જાય ત્યારે પ્રથમ તો એરંડિયું તેલ પીને સારી રીતે પેટ સાફ રાખવું જોઇએ જેથી જલ્દી આરામ થાય છે. આરામ થાય ત્યાં સુધી ઓછામાં ઓછું રોજ ૨ તોલા એરંડિયું સૂંઠના ઉકાળા સાથે અગર સૂંઠ નાખેલી ચા સાથે પીવું. તેલ માલીશ કરવું તથા શેક કરવો. અને સારી રીતે પગથી કમર પર્યન્ત ચંપી કરાવવાથી આરામ થશે.

૯૦૪ ખાંડેલી અળસી પાણીમાં બાફી કમર પર તેલ માલીશ કરીને તેના પર બાફેલ અળસીનો જાડો લેપ લગાડી કપડું બાંધવું. લેપ ગરમ લગાડવો તથા ઉપર શેક કરવો. કમરનો દુખાવો, કટિગ્રહ–ટચકીયું મટી જશે.

૯૦૫ હરણના શિંગડાંની ભસ્મ–મૃગશૃંગ ભસ્મ વાલ એકત્રણ ગાયના ઘીમાં સાંજસવાર ચાટવાથી ફાયદો થાય છે.

૯૦૬ શેકેલ મેથીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને સવારસાંજ ૦| તોલા પ્રમાણે પાણી સાથે ફાકવાથી આરામ થાય છે.

૯૦૭ દળેલી મેથીને પાણી સાથે પકાવી દુખતા ભાગપર તેનો જાડો લેપ કરી ઉપર કપડું રાખી શેક કરવાથી કમરનું દર્દ મટે.

૯૦૮ નિતંબથી લઈ પગની ઘૂંટી સુધી પાછળની નસમાં દુખાવો થતો હોય જેને સાયેટીકા પણ કહે છે તે માટે ખસખસનાં પોસ્ત તોલો ૧ ને ચારગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળી સાંજ-સવાર પીવાથી ફાયદો થાય છે. આ પ્રમાણે બે વખત બનાવીને સવારે તથા રાત્રે પીવું.

૯૦૯ ઇસબંદ માસા ચારના પ્રમાણથી રોજ લેવું. ૧૨ દિવસ સેવન કરવાથી આરામ થશે. સાયેટીકા મટી જશે.

૯૧૦ માણસનાં હાડકાંની રજ સમાન વાટેલી ભસ્મ સમભાગે સાકર મેળવીને છ માસા પ્રમાણે રોજ પાણી સાથે ફાકી જવાથી પણ સાયેટીકામાં આરામ થશે. પ્રથમ એરંડિયાનો જુલાબ લઈ પછી ઉપરના ઈલાજો કરવા જેથી જલ્દી આરામ થઈ જાય.

૯૧૧ એરંડાનાં મીંજ તોલો ૦ા દૂધમાં બાફીને તે મીંજ સાથે દૂધ પીવું. મીંજ વાટીને દૂધમાં નાખવાં તથા સારી રીતે ઉકાળીને પીવું. બીજે દિવસે ૧ તોલો મીંજ લેવાં. તેવી રીતે સાત દિવસ સુધી રોજ ૦ા તોલો વધારીને ઔષધી લેવી. જેથી કમરનો રોગ મટી જશે. (પોતાની શક્તિનો વિચાર રાખી દવા ખાવી)

૯૧૨ રોજ સવારે ખજૂર તોલા ૩ થી ૫ સુધી તેટલા જ ઘી સાથે સારી રીતે ચાવીને ખાવાથી કમરના દર્દમાં ફાયદો થાય છે.

## ખિલા-સાંધા પકડાઈ જવા, દુખાવો થવો

૩ માણસનાં બરાબર બળેલાં હાડકાંની ભસ્મને ગુલાબ-

જળમાં ૩ કલાક ઘૂંટીને તેની ચણીયા બોર જેવડી ગોળીઓ બનાવી સુકાવી લેવી. તથા ૧ થી ૨ ગોળી સવારે, બપોરે તથા રાત્રે દૂધ અગર પાણી સાથે થોડા દિવસ લેવાથી કોઈ પણ સાંધાનું દર્દ મટે છે. અસ્થિભસ્મને સમભાગ સાકર સાથે મેળવીને ફાકી લેવાથી પણ આરામ થાય છે.

૯૧૪ વરિયાળીના ઉકાળા સાથે એરંડીયું તેલ કેટલોક વખત પીવાનું ચાલુ રાખવાથી સંધિવા મટી જાય છે.

૯૧૫ સૂંઠના ઉકાળા સાથે એરંડિયું પીવાથી પણ સત્વર લાભ થાય છે.

૯૧૬ ભઠ્ઠામાં મોટાં મોટાં રીંગણાં શેકી લેવાં તથા તેને નીચોવીને તેનું પાણી નિતારી તે પાણી ઔંસ ૪, કાંદાનો રસ ઔંસ ૧૬, અધકચરી ખાંડેલી સુંઠ તોલા ૫ તથા અધકચરો ખાંડેલો વજ તોલા ૧૦, ધંતૂરાના પાનનો રસ ઔંસ ૨, તે સર્વ તલનું તેલ ૧ રતલ લઈ તેમાં નાખી અગ્નિ પર બધો રસ ભાગ બળી જાય ત્યાં સુધી પકાવીને ગાળી લેવું. તથા તેમાં કપૂર તોલો ૧ મેળવી રાખી મૂકવું. તેનો કોઈપણ જાતના વાયુના રોગમાં માલિસ કરવાથી સારો ફાયદો થાય છે.

૯૧૭ બાફેલાં રીંગણાંના કકડા સાંધાઓ પર ગરમ ગરમ બાંધવાથી સાંધાનો દુખાવો મટે.

૯૧૮ લીમડાનાં પાન બાફીને લગાડી પાટો બાંધવાથી આરામ થાય.

૯૧૯ લસણની કળીઓ તોલા ૨॥ તથા ભીલામા નંગ ચારના કકડા કરી તલ અગર સરસવનું તેલ તોલા ૧૦ લઈ

તેમાં નાખી તેલ કકડાવી ગાળી લેવું. તે તલનું માલીસ કરવાથી સર્વ પ્રકારના વાયુના દર્દમાં આરામ થાય. હાથે ઘી લગાડીને સૂડી વડે ભીલામાના કકડા કરવા. તથા તેની વરાળ આંખે લાગવા દેવી નહિ. ચામડી પર કદાચ ઝીણી ફોલ્લી થાય તો કોપરેલ માલીશ કરવાથી મટી જાય છે. ગભરાવું નહિ.

૯૨૦ સરગવાની શીંગોનો રસ કાઢી સમભાગ તેલમાં પકાવી તે તેલના માલીશથી પણ સંધિવામાં ફાયદો થઈ જાય છે.

૯૨૧ પીસેલી મેથીને એરંડાના પાનના રસમાં ખદખદાવી ગરમ ગરમ લેપ કરવાથી પણ આરામ થાય.

૯૨૨ કાંદાના રસમાં સૂંઠ જરૂર જેટલી નાખી ગરમ કરી તેનો લેપ કરવાથી પણ વાયુના રોગો મટે.

૯૨૩ આંગળાં, હાથ પગ વગેરે ભાગો વાયુથી ઝલાઈને મરડાઈ ગયાં હોય ત્યારે સીસાનું પતરૂં તેના પર પાટાની જેમ લગાડી દઈ પાટો બાંધવાથી ફાયદાકારક થાય છે.

૯૨૪ ઇડાની દાળ સાથે અફીણ વાલ ૫ જેટલું વાટીને લેપ કરવાથી આરામ થાય છે.

૯૨૫ સાંધાના દરદવાળાને કુવારિયાની ભાજી ખાવી હિતકારક છે.

૯૨૬ સોનામુખીનું ચૂર્ણ તોલો ૦૧ મધમાં ચાટવાથી સંધિવા મટે. રેચક છે.

૯૨૭ લોબાન પાણીમાં વાટી દૂખતા ભાગ પર ચોપડી સુકાયા બાદ શેક કરવાથી આરામ થાય.

૯૨૮ સિંહ–સાવજની ચરબી માલીશ કરવાથી સર્વ પ્રકારના વાયુના રોગોની શરીર પર થયેલી અસરો મટે.

૯૨૯ આસનનું ચૂર્ણ કરી સવારસાંજ ૦। તોલા પ્રમાણે ઘી તથા મધ વિષમ ભાગે મેળવી, ખાઈને ઉપર દૂધ પીવાથી સંધિવા મટે છે. જૂના રોગ માટે લાંબો વખત દવા ખાવી.

૯૩૦ ઠંડીના દિવસોમાં સવારે પાશેર દૂધ, પાશેર પાણી મેળવી તેમાં ભીલામાં નંગ ૩ ના કકડા કરી નાખવા (હાથે ઘી લગાડી સૂડીથી કકડા કરવા) તથા પાણી બળે ત્યાં સુધી ઉકાળી તે દૂધ તારની ગરણીથી ગાળી લેવું તથા બે તોલા સાકર તથા ૧ તોલો ઘી નાખી ઠંડું થયેથી પીવું. બ્રહ્મચર્ય રાખવું, તાપવું નહિ, તડકે ફરવું નહિ, ગરમ પાણીથી નહાવું નહિ તથા મીઠા–મસાલા વગરનું મોળું ખાવું, દૂધ ઘી વધારે ખાવાં. સાત દિવસથી વધારે પ્રયોગ લંબાવવો નહિ. સર્વ પ્રકારનાં વાયુનાં દરદો મટે છે. શરીરે ખાજ આવે તો કોપરૂં ખાવું ને કોપરેલ માલીશ કરવું અને પ્રયોગ બંધ કરવો.

૯૩૧ ધંતૂરાનાં પાનનો રસ કાઢી ગરમ કરીને લેપ કરવાથી સંધીવાની પીડા શાંત થાય.

૯૩૨ બીલીનાં પાન બાફીને દુખતા ભાગ પર એરંડીયું લગાડીને ગરમ ગરમ બાંધવાથી વાનો દુખાવો મટે.

૯૩૩ લીલું લસણ ઘીમાં તળીને ખાવાથી વાયુના લીધે દુખતા સાંધાઓમાં આરામ થાય.

૯૩૪ આખા શરીરમાં વાયુ કોપ્યો હોય, કંપ અને

સાંધાઓમાં વેદનાયુક્ત પીડા હોય, પક્ષઘાત કે અર્ધાંગવાયુ હોય; ત્યારે એક માપસરની કોઠી કે મોટા તપેલામાં ચોકખું તલનું તેલ ભરાવીને તેમાં સવાર-સાંજ અરધો અરધો કલાક બેસવું. કેટલીક વખત આ પ્રયોગ ચાલુ રાખવાથી આરામ થાય છે. વાયુથી. ઝલાયેલાં અંગો તેલમાં ડૂબેલાં રહેવાં જોઈએ. આમ ન બની શકે તેમણે રોજ સારી પેઠે આખા શરીરે તેલનું માલીશ કરાવવું.

૯૩૫ ગરમાળાનો ગોળ તોલો ૦ાા, ગળોનું ચૂર્ણ તોલો ૦ાા તથા અરડૂસી તોલો ૦ાા લઈ એક શેર પાણીમાં કલાઈવાળા વાસણમાં ઢાંકયા વિના ઉકાળતાં ૦। શેર રહે ત્યારે ઉતારી ગાળી પીવા જેવું ગરમ હોય ત્યારે સવારે પીવાથી વાયુના રોગો મટે. લોહીવિકાર મટે. હલકો ખોરાક લેવો. ખટાશ ખાવી નહિ. રોગના પ્રમાણમાં પ્રયોગ ચાલુ રાખવો.

૯૩૬ વાથી ઝલાયેલાં અંગોવાળાને અડદનો પ્રમાણસર ખોરાક હિતકર છે.

૯૩૭ દાળ શાક–ખીચડી વગેરે સાથે મેથી અને લસણનો ઉપયોગ ફાયદો કરનાર છે.

૯૩૮ રાસ્ના, એરંડમૂળ, દેવદાર, વજ, સૂંઠ, ધમાસો, હરડે, અતિવિષ, નાગરમોથ, શતાવરી, અને અરડૂસી સમભાગે લાવી જવકૂટ કરી રાખવાં. તેમાંથી બે તોલા ભૂકો આઠગણા પાણીમાં ઉકાળીને ચોથો ભાગ રહે ત્યારે ગાળીને સવારે પીવું. તે જ ભૂકો ઉપર મૂત્ય-

૯૪૪ ત્રણધારી થોરનાં મૂળનો રસ કાઢી ચોપડવો. તથા સુકાયા પછી થોરનાં મૂળની પાસેની જ માટી પાણીમાં વાટી થેપલી મૂકવી. બદ મટે.

૯૪૫ તીવ્ર પીડા હોય અને પાક પર આવી હોય તો જળો લગાડાવીને લોહી ચુસાવવું. પછી બાફેલાં લીમડાનાં પાન વારંવાર બાંધવાથી આરામ થાય.

૯૪૬ ઝેરકોચલું બારીક લસોટીને (પાણીમાં) સહેજ ગરમ કરી લેપ કરવાથી બદ બાંબલાઈ મટે.

૯૪૭ બાવચી પાણીમાં વાટી ગરમ કરી લેપ કરવો તથા પાટો બાંધવો. ગાંઠ બેસાડે.

૯૪૮ ગુગળ અને ચણાનો લોટ સાથે વાટી લસોટી પાણી મેળવી તેની થેપલી ગાંઠ પર બાંધવાથી ગાંઠ બેસાડે.

૯૪૯ હરડાની છાલ એરંડિયામાં સાધારણ તળીને સરકા સાથે વાટી લસોટી જાડો લેપ કરવાથી બદ–બાંબલાઈ તથા કાન પાછળની ગાંઠો થાય છે તે સર્વ મટે છે.

૯૫૦ કાંદા કાપી કચુંબર કરી બાળકના પેશાબમાં બાફીને વાટી, લસોટી તેની થેપલી કરી બદબાંબલાઈ તથા કાન પાછળની ગાંઠ પર બાંધવી. જેથી આરામ થશે.

૯૫૧ ગોળ, ગુગળ અને રાઈનું ચૂર્ણ સરખે ભાગે લઈ વાટી સહેજ પાણી મેળવી ગરમ કરી લગાડવાથી બદ–બાંબલાઈ બેસી જાય અથવા ફૂટી જાય છે.

અસ્થિભંગના ઉપચારો

૯૫૨ હાડકું તૂટી ગયું હોય તો હાડવૈદ્યની તરત જ સલાહ લેવી. હાડકામાં વાગ્યું હોય, મરડાયું હોય તેના ઉપાયો નીચે મુજબ છે.

૯૫૩ મજીઠ, મહુડાંની છાલ, અને આમલીનાં પાન એકત્ર વાટી ગરમ કરી બાંધવાં. જેથી સોજો તથા પીડા મટે.

૯૫૪ હળદર, આંબાહળદર, સાજીખાર, મેંદાલકડી અને મીઠું વાટી લસોટી પાણી નાખી ગરમકરી ચોપડવું. જેથી સોજો, પીડા તથા હાડકામાં કળતર થતું હોય તે મટી જાય.

૯૫૫ બાવળનાં બીજનું ચૂર્ણ બેઆનીભાર રોજ મધમાં ચાટવાથી પડવા વાગવાથી થયેલી પીડામાં આરામ આપે.

૯૫૬ પ્રવાલભસ્મ વાલ ૧ બે વખત મધમાં ચાટવી. જેથી અસ્થિતિભંગમાં જલદી સુધારો થાય.

૯૫૭ બાવળની છાલ ૧ તોલો, ત્રિફળાં તોલા ૩ અને શુદ્ધ ગુગળ તોલા ૭ એકત્ર વાટી ચણા જેવડી ગોળીઓ કરવી: તે બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે ગળવી. તથા બહારના લગાડવાના ઉપાયો કરવા. જેથી જલદી સારૂં થાય છે.

૯૫૮ એક ભીલામાના ૩ કકડા હાથે ઘી લગાડી સૂડીથી કરવા તથા દશ તોલા ઘીમાં તળી કકડાવી લેવા. પછી તે ઘી ગાળી લઈતેમાં શીરો બનાવી દરદીને રોજ સવારે ખાવા આપવો. સાત દિવસ આ પ્રયોગ કરવો જેથી ભાંગ્યાં હાડ સંધાય, પીડા શાંત થાય. હાડકું બેસાડી બહારના પાટા બાંધવા વગેરે ઉપાયો કરવા જોઈએ. ભીલામાની પરહેજી રાખવી.

અસ્થિસંધાનકારક લેપ

૯૫૯ ગુગળ, એળિયો, ગુજર, મેંદાલકડી, સાજીખાર, માયાં સરેશ, હીરાબોળ, રેવંચીનો શીરો, આંબાહળદર, પકાણી લોધર, સર્વ સમભાગ લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તથા જરૂર જેટલું લઈ પાણી મેળવી ગરમ કરી હાડકું બેસાડયા પછી લેપ કરવો તથા પાટીયાં બાંધી પાટો બાંધવો. ચાર પાંચ લેપ કરવાથી આરામ થાય હાડવૈદ્યની સલાહ જરૂર પડયે લેવી. સાધારણ વાગવા મરડાવાથી આવેલ સોજો તથા પીડા મટાડવા માટે પણ આ લેપ અકસીર છે. મૂઢમાર, લોહી જામી જવું વગેરે દરેક પીડા માટે સારો ઉપાય છે.

નજલો-ગાઉટ-વાતરક્ત

૯૬૦ ઘણે ભાગે પુરુષોને આ રોગ થાય. પગના અંગુઠાથી આ રોગ શરૂ થાય છે. તથા બીજા સાંધાઓમાં ફેલાય છે, સોજો આવે છે ને ઘણી વેદના થાય છે. શરૂમાં તાવપણ આવે છે. જૂના દર્દમાં તાવ હોતો નથી. ઉપાયો નીચે મુજબ છેઃ–કબજિયાત થવા દેવી નહિ અને કુદરતી ગંધકના પાણીવાળા ગરમ પાણીના કુંડમાં રહીને આરામ થાય ત્યાં સુધી રોજ નહાવું. જેથી આ વ્યાધિ મટે છે.

૯૬૧ મજીઠ, ત્રિફળાં, કડું, વજ, દારૂહળદર, ગળો અને કડવા લીમડાની અંતરછાલ, સર્વ સમભાગે લઈ જવકૂટ કરીને બે તોલા ભૂકાને, સોળગણા પાણીમાં ઉકાળી ચતુર્થાંશ રહે ત્યારે ગાળી પીવો. આરામ

થાય ત્યાં સુધી આ કવાથ ચાલુ રાખવો જોઈએ. તેલ, મરચું, ખટાશ તથા ભારે અન્ન ખાવું નહિ.

૯૬૨ દરદવાળા ભાગપર અળસીની પોટીસ બાંધવી.

૯૬૩ રોજ એક વખત એરંડિયું તેલ પીવું. બીજી દવાઓ સાથે હોય તો પણ એરંડિયું પીવું વિશેષ લાભદાયી છે.

૯૬૪ બે તોલા ગળોને સોળ ગણા પાણીમાં ઉકાળી, ચતુર્થાંશ કાઢો કરીને તેમાં બે વાલ શિલાજીત નાખી રોજ સવારે પીવાથી સારો ફાયદો થાય છે.

લકવો–પક્ષઘાતના થોડા વધુ ઈલાજો

૯૬૫ ચીની કબાલા, તજ, અક્કલગરો, જાયફળ દરેક એક એક તોલો વાટી પાંચ તોલા તેલમાં કકડાવી તે તેલના માલિશથી લકવો વગેરે મટે. ઉપરની કોઈ પણ ચીજની કકડી મોંમાં રાખી ચૂસવાથી અથવા સર્વનું ચૂર્ણ બે બે આનીભાર મધમાં ચાટવાથી પણ લકવો–પક્ષઘાત વગેરે વાયુના રોગોમાં ફાયદો કરનાર છે.

૯૬૬ ગાયનું માખણ થોડી સાકર મેળવી સવારમાં પચે તેટલું ખાવું. ને પછી ગયા બાદ ભૂખ લાગે ત્યારે જ હલકો ખોરાક લેવો. શરીરમાં પુષ્ટિ આવવાથી લકવો મટે છે.

૯૬૭ કાળાં મરી ઝીણાં વાટી તલના તેલમાં મેળવી માલિશ કરવાથી લકવો તથા પક્ષઘાતમાં ફાયદો થાય છે.

૯૬૮ મરેઠી તોલા ૫ વાટી ૧૦ તોલા તેલમાં કકડાવી તે તેલનું લકવો, અર્ધાંગવાયુ વગેરે તથા ઠંડા રહેતા ભાગો પર માલીશ કરવું, ફાયદો થશે.

૯૬૯ આકડાનાં પાન, હળદર, અને ઓરડીનાં લાકડાંની રાખ સરખે ભાગે લઈ વાટી, લસોટી, મગ જેવડી ગોળીઓ કરવી. તે બે બે ગોળી સવારસાંજ ચાલીસ દિવસ સુધી પાણી સાથે લેવી. ફાયદો કરનાર છે.

૯૭૦ કાળાં મરી, પીંપર, ચિત્રક, વાવડીંગ, ઉસતુખુદુસ, અને જેઠીમધનો શીરો તથા વરિયાળી સમાન ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તથા તે સર્વથી આઠ ગણી કાળી દ્રાક્ષ લઈ વાટી તેની ચટણી કરવી તથા ચૂર્ણ સાથે મેળવી તેમાં કાળી દ્રાક્ષ કરતાં ચાર ગણું મધ મેળવવું, તથા સઘળું એકરસ કરી બરણી ભરવી. તેમાંથી સવારે તથા રાત્રે સૂતી વખતે એક એક તોલો ખાવું. સર્વ પ્રકારના વાત–રોગો મટાડી તબીયત સુધારે છે.

૯૭૧ સાત દિવસ સુધી સશક્ત શરીરવાળા માણસે કેવળ ગરમ કરીને ઠારેલા પાણી પર રહી લંઘન કરવું. (ઉપવાસ કરવા) જેથી લકવો મટે છે. કાંઈ પણ ખાવું નહિ.

૯૭૨ જાયફળ અને અક્કલગરો સમભાગે વાટી તેની ગોળીઓ કરી સુકાવી લેવી, તથા એક એક ગોળી મોંમાં રાખી ચૂસવી. દિવસમાં છ–સાત ગોળી ચૂસીને ખાવાથી લકવામાં આરામ મળે છે.

૯૭૩ સહન કરી શકે તેમણે કેરોસીનમાં થોડી રાઇ ઝીણી વાટીને મેળવવી, તથા તે કેરોસીન શરીરે માલિશ કરી સવારે નવ પહેલાં એક કલાક તડકે બેસવું, પછી શરીર લૂછીને તલના તેલનું માલિશ કરી નહાવું. ઘણી સારી અસર થાય છે. લકવો–પક્ષઘાત મટે છે.

# સ્થાન ૧૩ મું



# ચામડીના રોગો

શીળસ-શીત્તપીત્ત

૯૭૪ ચણકબાબ તોલો ૦। અને સાકર તોલો ૦॥ સાથે વાટીને સવારે તથા સાંજે પાણી સાથે લેવાથી શીત્તપીત્ત મટે.

૯૭૫ ફટકડી ગરમ પાણીમાં ઘોળીને લેપ કરવાથી તથા ઓઢીને સૂઈ રહેવાથી શીળસ બેસી જાય.

૯૭૬ કાળાં મરી ઝીણાં વાટી તુલસીના રસમાં મેળવી માલિશ કરી ઓઢીને સૂઇ રહેવાથી તીવ્ર ખુજલીવાળું ભયંકર શીળસ પણ બેસી જાય.

૯૭૭ અડાયાં છાણાની રાખ શરીરે લગાવી ઓઢીને સૂઈ જવાથી શીળસ બેસી જાય છે.

૯૭૮ ખાવાનો સોડા બે તોલા, ૧૦ તોલા ગરમ પાણીમાં મેળવીને શરીરે લગાડી, ઓઢીને સૂઈ જવાથી શીળસ બેસી જાય,

૯૭૯ બોરીક પાવડર તોલો ૧, ૧૦ તોલા પાણીમાં મેળવી માલિશ કરી ઓઢીને સૂઈ રહેવાથી શીળસ બેસી જાય છે. પાણી ગરમ લેવું.

૯૮૦ હીંગ શેકેલી, કાળી જીરી, અને કાળાં મરી ત્રણે

સમભાગે વાટી બે બે આનીભાર સવારસાંજ ફાકવાથી શીળસ મટે.

૯૮૧ ગુંદાનાં પાન વાટીને ચોળવાથી શીળસ મટે.

૯૮૨ વાંસનાં પાન વાટી ઉકાળી તે પાણીથી નહાવાથી શીળસ મટે.

૯૮૩ અજમો, સરકા સાથે વાટીને ચોળવાથી શીળસ મટે.

૯૮૪ અક્કલગરો ઝીણો વાટી તલના તેલ સાથે ગરમ કરી ચોળવાથી શીળસનો નાશ થાય.

૯૮૫ સાકર અને અજમાની ધૂમાડી લેવાથી શીત્તપીત્ત બેસી જાય.

૯૮૬ બે તોલા જવનો લોટ, ત્રણ તોલા સરકો અને એક તોલો અજમા સાથે વાટી માલિસ કરવાથી શીળસ મટે છે.

૯૮૭ એક જુલાબ લઈ ને પછી, અજમાનું ચૂર્ણ તથા ગોળ સમાન ભાગે લઈ સવારે તથા સાંજે બે બે આનીભાર પાણી સાથે બે વખત ખાવાં, તથા જમવામાં જલ્દી પચે તેવો હલકો ખોરાક લેવો. અઠવાડિયામાં શીળસ મટી જશે.

અળાઈ, ખસ, ખુજલી, લુખસ

૯૮૮ લીલી ધરો અને હળદર સમભાગે પાણીમાં વાટી માલિશ કરવાથી ગરમીની અળાઈ મટે.

૯૮૯ લીમડાનાં પાનનો રસ તોલો ૦। તથા આમળાંનો રસ તોલો ૦। મેળવી તેમાં ૦। તોલો ઘી નાખી સવારમાં પીવાથી લુખસ તથા ગરમીના ઉપદ્રવો મટે. પંદર દિવસ પીવું જોઈએ.

૯૯૦ કુવાડિયાના બીજનું ચૂર્ણ ખાટા દહીંમાં મેળવી તાંબાના વાસણમાં ઘૂંટીને માલિશ કરવાથી ખસ-ખુજલી જરૂર મટે.

૯૯૧ ગોમૂત્ર અને ગાયનું છાણ શરીરે ચોપડી અડધો કલાક તડકે બેસી નાહી લેવાથી ખસખુજલી મટે.

૯૯૨ કુવાડીયાના બીજનું ચૂર્ણ સાડાત્રણ માસા જેટલું રોજ સવારે પાણી સાથે ફાકવાથી ખસ-ખુજલીનો રોગ મટી જાય. લોહી સાફ થાય.

૯૯૩ સાબુ અને સરકો સાથે મેળવી ચોપડવાથી ખસ-ખુજલી મટી જાય.

૯૯૪ ખસખસને લીંબુના રસમાં લસોટી ચોપડવાથી ખસ-ખુજલી મટે.

૯૯૫ સરસીયા તેલમાં થોડો ચૂનો મેળવી લગાડવાથી ખસ ખુજલી મટે.

૯૯૬ ગાયના દૂધની મલાઈ તોલા ૨, થોડી સાકર અને ગુલાબજળ મેળવી સવારમાં આઠ દિવસ પીવાથી ખસ-ખુજલી મટી જાય. મોળું ખાવું.

૯૯૭ સુરોખાર સરસવના તેલમાં વાટી ચોપડવાથી ખસ ખુજલી મટે.

૯૯૮ કરંજનું તેલ તથા લીંબોળીનું તેલ માલિશ કરવાથી ખસ-ખુજલી મટે છે.

૯૯૯ લીમડાનાં પાન વાટીને પાણીમાં ઉકાળી નહાવાથી અળાઈ મટી જાય.

૧૦૦૦ શંખજીરૂં વાટી વસ્ત્રગાળ કરી છાંટવાણી અળાઈ મટે. ૪ હરડેની ફાકી લેવાથી અળાઈ થાય નહિ.

૧૦૦૨ નાહીને શરીર સાફ ઘસીને લુછી શખજીરાનું પાવડર લગાડવાથી અળાઈ થાય નહિ.

૧૦૦૩ ઝીણાં તથા હલકાં કપડાં પહેરવાથી અળાઈ થાય નહિ.

૧૦૦૪ હીમજ તોલા રા, કુચલા તોલા રા, મોરથુથુ તોલો ૦। સઘળું એરંડિયું તેલ તોલા ૫ માં રાખ થાય ત્યાં સુધી બાળી વાટી ચોપડવાથી ગમે તેવી જાલીમ ખસ પણ મટે. ગરમ પાણીથી ધોઈ સાફ કરી આ દવા રોજ લગાડવી.

૧૦૦૫ ખસ–ખુજલી બહારના ઉપાયોથી ન મટે તો દર્દીએ હીમજ અથવા મીંઢીના ચૂર્ણને ખાઈ જુલાબ લેવો તથા મોળું ખાવું.

૧૦૦૬ કાળી દ્રાક્ષ અને હરડે (ઠળિયા કાઢેલ) સમભાગે વાટી, લમોટી સવારે તથા રાત્રે ૦। ૦। તોલો રોજ ખાવાથી રક્તશુદ્ધિ થાય તથા ચામડીના રોગો મટી જાય.

૧૦૦૭ રાત્રે કાળી દ્રાક્ષ પાણીમાં ભીંજાવી સવારે દ્રાક્ષ ખાઈ ઉપર તે પાણી પીવાથી ગરમીની ખસ ખુજલી મટી જાય.

ગડગુમડ ઘારાં

૧૦૦૮ સાજીખાર, જવખાર, સમભાગે લઈ થોડા પાણીમાં વાટી તેની લુગદી પાકતા ગુમડા પર મૂકવાથી જલદી ફૂટે.

૧૦૦૯ કબૂતરની હગાર તથા ઘઉંનો લોટ થોડું દૂધ નાખી પકાવી તેની ગરમ લુગદી કરી ગુમડાં પર મૂકી પાટો બાંધવો તથા ઉપર શેક કરવો. જેથી પીડાકારી ન

પાકતું ગુમડું પાકીને જલદી ફૂટે છે.

૧૦૧૦ જવ, જેઠીમધનું ચૂર્ણ તથા ઘી અને તલનું તેલ, ચારે ચીજો સમભાગે લઈ ઘૂંટીને ગુમડા પર લગાડવાથી બળતરા તથા શૂળ બન્નેમાં આરામ થાય. તથા ગુમડું કદાચ બેસી પણ જાય.

૧૦૧૧ કાંદો બાફીને બાંધવાથી ગુમડું ફૂટે. પીડા મટે.

૧૦૧૨ લીમડાનાં પાન, દારૂહળદર, જેઠીમધ અને તલ સમભાગે વાટી તેમાં ઘી અને મધ નાખી મલમ બનાવવો. તે મલમ ફુટેલા ગુમડાને ગરમ પાણીથી ધોઈ રસી કાઢી સાફ કરી રોજ લગાડવો. રૂઝ આવે.

૧૦૧૩ અળસી બાફીને તેની પોટીસ બાંધવાથી પીડાકારી ગુમડું પાકીને ફૂટી જાય છે.

૧૦૧૪ દંતીમૂળ, ચિત્રકછાલ, ભીલામો, ગોળ, કબૂતરની હગાર હીરાકસી અને સિંધવ દરેક ૧–૧ તોલો લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું (ગોળ પછી મેળવવો) પછી તેમાં થોરનું દૂધ તથા આકડાનું દૂધ ચાર ચાર તોલા મેળવવું અને સઘળું ઘૂંટી તેની થેપલી બનાવી ન પાકતા પીડાકારી ગુમડા પર લગાડયા કરવી. જેથી પાકીને ફૂટી જાય અને પીડા શાંત થાય છે.

૧૦૧૫ રાળ, કપીલો, બોદાર, હીરાદખણ, આમળાં, સિંદૂર, માયાં સમાન ભાગે લઈ વસ્ત્રગાળ કરી તલનું તેલ તથા મીણ પ્રમાણસર લઈ ગરમ કરી તેમાં મેળવીને મલમ બનાવી લગાડવાથી ધારામાં રૂઝ આવે.

૧૦૧૬ લીમડાનાં વાટેલાં પાન ઉકાળીને તે પાણીથી ધારાં ધોઈ સાફ કરી મલમ લગાડવો જોઈએ.

ઘારાં રૂઝવનારો અકસીર મલમ

૧૦૧૭ નંબર ૧૦૦૪ વાળો મલમ ઘારાં રૂઝવવા માટે અકસીર છે. ઉપરાંત નીચેનો મલમ પણ સારો છે. પારો અને ગંધક એક એક તોલો લઈ પ્રથમ ખરલમાં ઘૂટી લેવાં પછી તેમાં બે તોલા મુરદારસીંગ અને એક આનીભાર ફુલાવેલ મોરથુથુ નાખી બરાબર ઘૂંટવું. રજ સમાન ઝીણું થાય ત્યારે ૧૬ તોલા જૂનું ઘી નાખી સારી રીતે ઘૂંટી લેવું તથા ગમે તેવા જૂનાં ઘારાં પર આ મલમ લગાડવો. મલમમાં રૂ ભીંજવી તે રૂ ઘારાંપર બાંધવું. રૂઝ લાવવા માટે અકસીર છે.

ગડગુમડના વધુ ઈલાજો

૧૦૧૮ સફેદ અને લાલ બેમાથી એક ચંદન ઘસીને ચોપડવાથી ગરમીનાં ગડગુમડ મટી જાય છે.

૧૦૧૯ મુરદારસીંગ પાણી સાથે મેળવી લગાડવાથી શરૂઆતનાં ગુમડાં બેસી જાય છે.

૧૦૨૦ ગાયના દૂધમાં ઘૂંટીને સફેદો લગાડવાથી ગરમીનાં ગુમડાં મટે.

૧૦૨૧ ન પાકતાં સખત ગુમડાં પર ઇદ્રિજવ તથા ધાણા સમભાગે લસોટી (પાણીમાં ઘૂંટી) તેની થેપલી બાંધવાથી બેસી જાય.

૧૦૨૨ સૂકાં અંજીર પાણીમાં લસોટી થેપલી બાંધવાથી ગુમડાં સોજા તથા પીડા મટે બેસી જાય.

૧૦૨૩ ઝેરકોચલુ પાણીમાં ઘસી વારંવાર લગાડવાથી ગ્રંથીઓના સોજા તથા પીડા નાશ પામે.

૧૦૨૪ ઇસબગુલ વાટી પાણીમાં લગાડવાથી વાળ તૂટવાથી થયેલી પીડા શાંત થાય.

૧૦૨૫ અજમાનું ચૂર્ણ લીંબુના રસમાં ઘૂંટી પકાવી ગરમ કરી લગાડવાથી દુખાવો મટી જાય.

૧૦૨૬ વેસેલીન સાથે કળીચૂનો મેળવી ઘૂંટી લગાડવાથી મોટાં અને તીવ્ર પીડા કરનારાં ગુમડાં ફૂટી જાય.

૧૦૨૭ આમલીયા ( આમલીના કાચાં બીજ ) પલાળી મસ્કા જેવાં વાટી લગાડવાથી વગર ઓપરેશને ગમે તેવાં ગુમડાં ફૂટી જાય.

૧૦૨૮ રાઈ વાટીને પાણી નાખી ગરમ કરીને લગાડવાથી ગડ ( ન ફૂટતાં ) ગુમડાં ફૂટી જાય.

૧૦૨૯ રીંગણું બાફીને ગુમડું ફૂટે ત્યાં સુધી ગરમ ગરમ બાંધ્યા કરવાથી ઉપર મુજબ ફાયદો થાય.

૧૦૩૦ સાબુને બાળકના પિશાબમાં નાખી ખદખદાવી ગરમ ગરમ લેપ કરવાથી ગડગુમડ પાકીને ફૂટી જાય છે.

૧૦૩૧ ઇંટનું ચૂર્ણ એરંડિયું નાખી ગરમ કરી થેપલી બાંધવાથી પણ ગાંઠો પાકીને ફૂટી જાય છે.

### સ્તનનું ગુમડું તથા સોજો

૧૦૩૨ શરપંખાનાં પાન વાટીને લગાડવાથી પણ ગડગુમડ મટે,

૧૦૩૩ પીસ્તાં લસોટી પાણીમાં મેળવી તેની થેપલી લગાડવાથી સ્તનનો સોજો તથા ગાંઠ મટાડે.

### દરાજ-દાદર તથા ખરજવું

૧૦૩૪ માયફલનું ચૂર્ણ તોલો ૧, ગોમૂત્ર ઔંસ ૧ અને

ખાવચીનું ચૂર્ણ એઆનીભાર નાખી સવારસાંજ બે વખત પીવો. ધોળા કોઢ માટે ઉત્તમ. રક્તશુદ્ધિ થાય. ચર્મરોગો મટે. ચીત્રી કરોળીયા વગેરે મટે.

૧૦૫૨ કાળી દ્રાક્ષ, હીમજ, નાગરમોથ, કડું, ગરમાળો, ખડસલીયો સર્વ સમભાગે ખાંડી ઉપર મુજબ બે તોલા ભૂકાનો ઉકાળો કરીને પીવો. બે વખત સવારે તથા સાંજે પીવાથી પીત્તજ્વર, તૃષા, દાહ, રક્તપિત્ત અને ખોટી ગરમી શાંત થાય.

૧૦૫૩ પટોલ, હરડાં, બહેડાં, આમળાં, કરિયાતું લીમડાની અંતર છાલ, બીવલો અને ખેરની છાલ, સર્વ સમભાગે ખાંડી ઉપર મુજબ બે તોલા ભૂકાનો ઉકાળો કરી, ગાળીને તેમાં બે વાલ શુદ્ધ ગુગળ અને એઆનીભાર ત્રિફળાં ચૂર્ણ નાખી પીવાથી રક્તશુદ્ધિ થાય. ગરમી, ઉપદંશ, વિસ્ફોટક મટે. દિવસમાં બે વાર. લાંબો વખત પીવો.

૧૦૫૪ સારીવા, કાળીપાટ, દેવદાર, કરિયાતું, મોરવેલ, કડું, ગળો, સૂંઠ, મોથ, ઈંદ્રજવ, સમભાગે લઈ ખાંડી બે તોલા ભૂકો ઉપર મુજબ ઉકાળીને ગાળી પીવાથી રક્તશુદ્ધિ થવા ઉપરાંત સર્વ પ્રકારે આરોગ્ય સુધરે. અશુદ્ધ ધાવણ શુદ્ધ થાય.

૧૦૫૫ મજીઠ, ત્રિફળાં, દારૂહળદર, ગળો, કડું, વજ અને લીમડાની અંતરછાલ સમભાગે ખાંડી બે તોલા ભૂકાનો ઉપરોક્ત રીતે કવાથ કરી ગાળીને દિવસમાં બે વખત પીવાથી સર્વ પ્રકારના ચર્મરોગોમાં લાભ થાય. લોહી બગાડ મટે. દોઢ માસ ચાલુ રાખવાથી પૂરો ફાયદો મળે.

૧૦૪૬ અફીણ, કળીચૂનો, લીંબુના રસમાં ઘૂંટી લગાડવાથી દાદર ખરજવું મટે.

૧૦૪૭ ટંકણખાર, અફીણ, અને રતાંજલી સમભાગે લીંબુના રસમાં વાટી લગાડવાથી, દરાજ, ખરજવાને પહેલાં ખંજવાળીને પછી લગાડવાથી આરામ થાય.

૧૦૪૮ સફેદો, મુરદારસીંગ, સિંદૂર, ફુલાવેલ ફટકડી, લોધર, સર્વ સમભાગે વાટી લીંબુના રસમાં અથવા સરકામાં મેળવીને લગાડવાથી ખસ–ખુજલી, દાદર, ખરજવું મટી જાય છે.

ગરમીના રોગથી બગડેલું લોહી સુધરે

૧૦૪૯ ખડસલીઓ પીત્તપાપડો લાવી તેનો રસ કાઢી પીવાથી ચાંદી, ઉપદંશ, વિસ્ફોટક મટે. લોહી સુધરે. તાજો ન મળે તો ખડસલીઓ પીત્તપાપડો સૂકો લાવી ઉકાળી તેનો પણ કાઢો પી શકાય છે.

લોહીની શુદ્ધિ માટે અસરકારક કાઢાઓ

૧૦૫૦ ખેરની છાલ, હરડાં, બહેડાં, અને આમળાં, સમભાગે જવકૂટ કરી બે તોલા ભૂકો સોળ-ગણા પાણીમાં ઉકાળી, આઠમો ભાગ રહે ત્યારે ગાળી, તેમાં ભેંસનું ઘી ૧ તોલો તથા વાવડીંગનું ચૂર્ણ બેઆનીભાર નાખી પીવાથી રક્તશુદ્ધિ થાય. ભગંદર માટે ઉત્તમ છે. લાંબો વખત સેવન કરવું જોઈએ. બે વખત સવારસાંજ પીવો.

૧૦૫૧ આમળા અને ખેરની છાલ સમભાગે જવકૂટ ખાંડી બે તોલા ભૂકો લઈ ઉપર મુજબ ઉકાળી, ગાળી તેમાં

બાવચીનું ચૂર્ણ બેઆનીભાર નાખી. સવારસાંજ બે. વખત પીવો. ધોળા કોઢ માટે ઉત્તમ. રક્તશુદ્ધિ થાય. ચર્મરોગો મટે. ચીત્રી કરોળીયા વગેરે મટે.

૧૦૫૨ કાળી દ્રાક્ષ, હીમજ, નાગરમોથ, કડુ, ગરમાળો, ખડસલીયો સર્વ સમભાગે ખાંડી ઉપર મુજબ બે તોલા ભૂકાનો ઉકાળો કરીને પીવો. બે વખત સવારે તથા સાંજે પીવાથી પીત્તજ્વર, તૃષા, દાહ, રક્તપિત્ત અને ખોટી ગરમી શાંત થાય.

૧૦૫૩ પટોલ, હરડાં, બહેડાં, આમળાં, કરિયાતુ લીમડાની અંતર છાલ, બીવલો અને ખેરની છાલ, સર્વ સમભાગે. ખાંડી ઉપર મુજબ બે તોલા ભૂકાનો ઉકાળો કરી, ગાળીને તેમાં બે વાલ શુદ્ધ ગુગળ અને બેઆનીભાર ત્રિફળાં ચૂર્ણ નાખી પીવાથી રક્તશુદ્ધિ થાય. ગરમી, ઉપદંશ, વિસ્ફોટક મટે. દિવસમાં બે વાર. લાંબો વખત પીવો.

૧૦૫૪ સારીવા, કાળીપાટ, દેવદાર, કરિયાતુ, મોરવેલ, કડુ, ગળો, સૂંઠ, મોથ, ઇંદ્રજવ, સમભાગે લઈ ખાંડી બે તોલા ભૂકો ઉપર મુજબ ઉકાળીને ગાળી પીવાથી રક્તશુદ્ધિ થવા ઉપરાંત સર્વ પ્રકારે આરોગ્ય સુધરે. અશુદ્ધ ધાવણ શુદ્ધ થાય.

૧૦૫૫ મજીઠ, ત્રિફળાં, દારૂહળદર, ગળો, કડુ, વજ અને લીમડાની અંતરછાલ સમભાગે ખાંડી બે તોલા ભૂકાનો ઉપરોક્ત રીતે કવાથ કરી ગાળીને દિવસમાં બે વખત. પીવાથી સર્વ પ્રકારના ચર્મરોગોમાં લાભ થાય. લોહી. બગાડ મટે. દોઢ માસ ચાલુ રાખવાથી પૂરો ફાયદો મળે.

કાઢાઓ માટે ખાસ સૂચના:—

૧૦૫૬ દરેક કાઢાઓની દવાને લખ્યા મુજબના પ્રમાણથી પાણીમાં રાત્રે ભીંજવી રાખીને સવારે ઉકાળવાથી વધુ અસરકારક થાય છે. કાઢાઓ કલાઈવાળા વાસણમાં ઉકાળવા જોઈએ અને ઉકાળતી વખતે ઉપર ઢાંકણું ઢાંકવું નહિ જોઈએ. ઉકાળ્યા બાદ ગળતી વખતે બરાબર નીચોવી લેવાથી ઉકાળો અસરકારક બને છે. રાત્રે પીવાનો ઉકાળો સવારે ભીંજવી રાખી રાત્રે ઉકાળી પીવો જોઈએ.

સફેદ કોઢ, કરોળિયા, ચિત્રી વગેરે

૧૦૫૭ લગાડવાની દવાઓ સાથે રક્તશુદ્ધિના કાઢાઓમાંથી પસંદ કરી ખાવાની દવાઓ પણ ચાલુ રાખી, જરૂર પૂરતું પથ્ય પાલન કરી ઈલાજ કરવાનું સતત જારી રાખવાથી કષ્ટસાધ્ય ચર્મ રોગો પણ મટી જાય છે. દ્રઢતાથી ઈલાજો જારી રાખવા જોઈએ.

૧૦૫૮ સરકા સાથે કલૌંજી વાટી લગાડવાથી કોઢના ડાઘ જાય.

૧૦૫૯ થોરના દૂધમાં વાટીને સિંધવ લગાડવાથી કોઢ મટે. આવા ઇલાજોથી ચામડીને ઈજા થાય છે માટે ચામડી પર દર્દ કે ફોલ્લી જણાય ત્યારે અટકી જવું તથા તેલ માલિશ કરવું.

૧૦૬૦ આંબાની કુંપળ વાટી લગાડવાથી ડાઘનો રંગ બદલે છે.

૧૦૬૧ મુરદારસીંગની રાખ, મજીઠનું સુક્ષ્મ ચૂર્ણ, પાણી અગર સરકામાં સાથે લસોટી ડાઘ પર સતત લગાડયા કરવાથી આરામ થાય છે.

૧૦૬૨ ફૂલાવેલ ટંકણખાર તોલો ૦ાા એક કપ પાણીમાં પીગાળી ગાળી લગાડયા કરવાથી ચિત્રી મટી જાય.

૧૦૬૩ કેળનાં પાનની રાખ પાણીમાં મેળવી લગાવતા રહેવાથી ચિત્રી કરોળીયા મટે.

૧૦૬૪ ભેંસના દૂધ સાથે મસૂર વાટી, લસોટી લગાવવાથી ચિત્રી કરોળીયા મટી જાય.

૧૦૬૫ મૂળાનાં બીજ છાશ સાથે વાટી લેપ કરવાથી ચિત્રી કરોળીયા મટી જાય.

૧૦૬૬ ટંકણખાર કાચો લીંબુના રસમાં મેળવી લગાડવાથી ચિત્રી કરોળીયા, દાદર, ખરજવું, ખસ વગેરે ચર્મરોગો મટી જાય.

૧૦૬૭ બાવચીનું તેલ માલિશ કરવાથી સફેદ કોઢ, કરોળિયા વગેરેનો નાશ થાય છે.

ચહેરો તથા ચામડી માટે સૌન્દર્યવર્ધક ઈલાજો.

૧૦૬૮ કુલીંજન લીંબુના રસમાં લસોટી લગાડવાથી ચામડી પરના કાળા ડાઘ દૂર થાય.

૧૦૬૯ સમુદ્રફીણ લીંબુના રસમાં ઘૂંટી લગાડવાથી ચહેરા પરના, ચામડી પરના ડાઘાઓ જતા રહે. ચામડી સુંવાળી, તેજસ્વી અને સફેદ બને.

૧૦૭૦ રાત્રે સૂતી વખતે સિંધાલૂણનું પાણી ચહેરા પર લગાડી સૂવું તથા સવારે ગરમ પાણીથી મોઢું ધોવું. ડાઘા દૂર થાય.

૧૦૭૧ ચંપાના ફૂલની કળીઓ પાણીમાં લસોટી ચહેરા પર માલિશ કરવાથી ચહેરો સુંદર થાય.

૧૦૭૨ દૂધની મલાઈ ચહેરા પર માલિશ કરીને સૂઈ જવું

સવારે ગરમ પાણીથી મોઢું ધોવાથી ચહેરો તેજસ્વી થાય. ચામડી સુંવાળી બને, ગૌર વર્ણ થાય. સુંદરતા વધતી જાય.

૧૦૭૩ ચિત્રક મૂળ બે તોલા ૦। શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ઉકાળી, ગાળી તે પાણી ચહેરા પર ભૂંસવાથી ચામડી તેજસ્વી થાય.

૧૦૭૪ કરંજનાં પાન-ફૂલ વાટી ચહેરા પર મર્દન કરવાથી ચામડીનો રંગ ખીલે છે, સુધરે છે અને કોમળ બને છે.

૧૦૭૫ સીંગરફ-હીંગળોક, તોલો ૦॥, સફેદો તોલો ૦।, ખાંડેલા સફેદ અભ્રકનું ચૂર્ણ તોલો ૦। ત્રણેને સમભાગે લઈ સારી રીતે ખરલ કરી દૂધની મલાઈમાં મેળવી ચહેરા પર માલિશ કરી સૂઈ જવું. સવારે ગરમ પાણીથી ચહેરો ધોઈ નાખવો, ખૂબસુરતી વધારે અને ચહેરો સુંદર બને,

૧૦૭૬ સીંગરફ (હીંગળોક) તોલો ૧ સફેદો તોલા ૪ અને રાઈનું સુક્ષ્મ ચૂર્ણ તોલો ૦। ત્રણે વસ્તુ ખરલમાં સારી રીતે લસોટી રજ સમાન કરી, રાત્રે પાણી સાથે મેળવી ચહેરા પર લગાડી સૂઈ જવું. સવારે મોઢું ધોઈ નાખવાથી ચહેરો ખૂબસુરત થાય, ગૌર ગુલાબી લાલ ઝાંયીવાળા ગાલ બને.

ચહેરા પરના ખીલ નાબૂદ કરવાના ઈલાજો

૧૦૭૭ ગોરોચન અને મરી સમાન ભાગે પીસી, પાણીમાં લસોટી ખીલ પર લગાડવાથી ફાયદો થાય.

૧૦૭૮ ટંકણખાર ગુલાબજળમાં મેળવી લગાડવાથી ખીલ બેસી જાય.

૦૭૯ મીંઢળ પાણીમાં ઘસી લગાડવાથી ખીલ મટે.

૧૦૮૦ પાણીમાં સારી રીતે ધોયેલું ઘી તોલો ૧ તથા ફુલાવેલ મોરથુથાની સુક્ષ્મ વાટેલી રાખ વાલ ૧ સારી રીતે મેળવી ચહેરા પર મસળવાથી ખીલ મટી જાય છે.

૧૦૮૧ અર્જુનની છાલ દૂધમાં લસોટી ચહેરા પર મસળવાથી ખીલ થતા નથી.

૧૦૮૨ વજ અથવા જાયફળ ઘસીને ચોપડવાથી ખીલમાં ફાયદો કરે.

પીઠ-બરડામાં થતું પાઠું-અદીઠ

૧૦૮૩ પારો તોલા ૨, ગંધક તોલા ૨, મુરદારસીંગ તોલ. ૪, કપીલો તોલા ૮, ફુલાવેલ મોરથુથુ માસા ૨, તથા તે સર્વના વજનથી ચાર ગણું ધોયેલું ઘી લેવું. પ્રથમ પારાગંધકની કજ્જલી કરી લેવી. પછી બીજી ઔષધિઓ નાખી સારી રીતે ખરલ કરી બરાબર મેળવી લઈ તેમાં ઘી નાખી ખૂબ ખૂબ ઘૂંટીને મલમ તૈયાર કરવો. રોજ ત્રિફળાના ગરમ ઉકાળાથી પાઠું ધોઈ સાફ કરી મરેલું સડેલું માંસ, રસ્સી કાઢી નાખી નકામી ચામડી કાતરી નાખી, કોરૂં કરી ઉપલો મલમ ભરવો, લગાડવો. આ પ્રમાણે રોજ કરવાથી બહુ જલ્દીથી થોડા દિવસોમાં જ આરામ થવા માંડશે. આ દવા સાથે રક્તશુદ્ધિ માટે કોઈ સારો ઉકાળો પીવાનું ચાલુ રાખવાથી જલ્દી આરામ થઈ જાય છે.

દાઝવા પર ઉપચારો

૧૦૮૪ ચૂનાની આછ તથા કોપરેલ સમાન ભાગે ઘૂંટી

૩ અથવા કપડુ ભીજાવી દાઝેલા ભાગ પર રાખવુ આરામ થશે વારવાર દવા નિચ્યા કરવી બહુ નારો અકસીર ઉપાય છે તના દરદીને આરામ તવા ઠડક આપે છે મટે ત્યાસુધી ચાલુ રાખવો

૧૦૮૫ ઇંડાનો સફેદ ભાગ તલના તેલમા મેળવી લગાવવાથી દાઝેલો ભાગ સારો થાય

૧૦૮૬ જવનો લોટ તથા થોડુ કપૂર પાણીના વાટી લગાડવાથી ફાયદો થાય છે

૧૦૮૭ તલનુ તેલ તથા ભીજાવેલ ઓથમી છીરાનુ પાણી સમભાગે ઘૂટીને લગાડયા કરવાથી સારો ફાયદો થાય છે

૧૦૮૮ એક ભાગ કાળો સુરમો તથા બે ભાગ ચરબી ઘૂટીને લેપ કરવાથી પણ ફાયદો કરે છે

૧૦૮૯ કાળા તલની રાખ તથા તલનુ તેલ ઘૂટીને લગાડવાથી સારો ફાયદો થાય છે

૧૦૯૦ આનનીના ઝાડની છાલ રાખ તલના તેલમા મેળવી લગાડવાથી ફાયદો થાય છે

૧૦૯૧ રાળ અને અળગી સમભાગે લઈ મોટી મન્કા જેવા બનાવી થોડા માખણુ સાથે ઘૂટી લગાડવાથી સારૂ થાય

૧૦૯૨ જવની રાખ તલના તેલમા મેળવીને બળવાથી પડેલા ચાદા પર લગાડવાથી આરામ થાય

૧૦૯૩ દસ તોલા તાદળજાની ભાજી, બશેર પાણીમા ઉકાળી, અરધો શેર રહે ત્યારે ગાળી, નીચોવી તેમા ઘી તોલા ૧ નાખી, સારી રીતે હલાવી એકરસ કરીને બળેલા ભાગ પર લગાડવાથી સારો ફાયદો થાય છે

૧૦૯૪ ચૂનાની આછ સમભાગ અળશીના તેલ સાથે ઘૂંટીને લગાડવાથી શાંતિ થાય. રૂઝ આવે.

એક અકસીર મલમ

૧૦૯૫ સોળ તોલા તલનું તેલ મંદ અગ્નિ પર મૂકી, તેમાં ધૂમાડો નીકળે ત્યારે ચાર તોલા રાળનું ચૂર્ણ અને ત્રણ માસા ઝીણું પીસેલું મોરથુથુ (ફુલાવેલું) તેલમાં નાખવું. તથા નીચે ઉતારી લેવું, રાળ તેલમાં મળી ગયા પછી, ગરમ હોય ત્યાં જ કપડેથી ગળી લેવું. પછી એક થાળીમાં નાખી ઠંડું થવા દઈ તેમાં થોડું થોડું પાણી નાખતા જવું તથા હાથેથી ઘૂંટતા જવું. મસળતાં મસળતાં માખણ જેવું ઘટ્ટ થાય ત્યારે પાણી છાંટવાનું બંધ કરી કાચના વાસણમાં ભરી લેવું તથા ઉપર ચાર આંગળ જેટલું પાણી ભરી મૂકવું. દર ચોથે દિવસે જૂનું પાણી કાઢી નવું પાણી લગાડવું. દાઝેલા પર અકસીર છે. દાઝેલું સડતું હોય ત્યારે લીમડાના કે ત્રિફળાના ઉકાળાથી ધોઈ સાફ કરી રોજ આ મલમ લગાડવો. દાઝતાંની સાથે હાજર હોય તો તરત પણ લગાડવો. સારો ફાયદો કરે છે.

જળવાત તજાગરમી-હાથપગમાં ચીરા

૧૦૯૬ છીપ ભસ્મ, ગાયના ઘી સાથે મેળવી લગાડવાથી હાથપગના ચીરા પડતા અટકે છે.

૧૦૯૭ કોકમનું તેલ લગાડવાથી સારો ફાયદો થાય છે.

૧૦૯૮ ચંદ્રુસ વાટી તલના તેલમાં ગરમ કરી લગાડવાથી હાથ પગના ચીરા પડવાનું દર્દ મટે છે.

૧૦૯૯ ગરમ તેલમાં મીણ પીગાળી લગાડવાથી પણ આરામ થાય છે.

૧૧૦૦ હાથે પગે પીસેલી મેંદી લગાડવાથી સારો ફાયદો થાય છે. વારંવાર આ ઉપાય ચાલુ રાખવો. હાથપગનાં તળિયાંની ગરમી મટી જાય.

૧૧૦૧ શતધીત ઘીનું હાથપગનાં તળિયાં પર મર્દન કરવાથી બળતરા, દાહ શાંત થાય.

૧૧૦૨ હાથે, પગે માખણ ઘસી અગ્નિ પર તપાવવાથી, હાથ-પગની બળતરા તરત મટે.

૧૧૦૩ ખેરનું ઘી લગાડવાથી હાથપગના ચીરા મટે.

૧૧૦૪ જેઠીમધ તથા આમળાં સમભાગે ખાંડી ચૂર્ણ કરી તેની બરાબર સાકર મેળવી સવારસાંજ ૦૧–૦૧ તોલો પ્રમાણે માખણ સાથે ચાટવું ને બને તો ઉપર ગાયનું દૂધ પીવું. ઉપરના રોગો મટે.

૧૧૦૫ ત્રિફળાં ચૂર્ણ સવારસાંજ ૦૧–૦૧ તોલા પ્રમાણે ઘીસાકર સાથે ખાવું તથા ઉપર ગરમ દૂધ પીવું. ઉપરોક્ત રોગો મટી જાય. લાંબો સમય ચાલુ રાખવું.

## પરસેવો વધારે થવો, પરસેવામાં દુર્ગન્ધ, બગલની દુર્ગન્ધ

૧૧૦૬ ફુલાવેલ ફટકડી તોલો ૦૧ તથા પાણી રતલ ૧ મેળવીને રોજ લગાડવાથી વધુ પ્રસ્વેદ થતો અટકે.

૧૧૦૭ બોરડીનાં મૂળ તોલા ૫ ને એક શેર પાણીમાં ઉકાળ-તાં પાણી અરધું રહે ત્યારે ગાળી, તે પાણી શરીરે રોજ ચોપડવાથી વધુપ્રસ્વેદ થતો અટકે.

૧૧૦૮ શેકેલા મગનો લોટ પાણી સાથે માલિશ કરીને પછી નહાવાથી પણ તે જ ફાયદો થાય.

૧૧૦૯ ઉત્કંટાનાં મૂળનું ચૂર્ણ તોલો ૦ા સવારે તથા તોલો ૦ા સાંજે મધ સાથે ચાટવાથી સાત દિવસમાં વધુ પડતો પસીનો થતો હોય તો અટકે છે.

૧૧૧૦ કાળા ધંતૂરાનાં બીજ બાળી તેની રાખ બેત્રણ રતી મધ સાથે ચાટવાથી પરસેવાનો વધારો નાબૂદ થાય.

૧૧૧૧ ઉત્કંટાનાં મૂળની છાલ પાણીમાં વાટી બગલમાં લેપ કરવાથી દુર્ગન્ધ તથા પસીનો મટે.

૧૧૧૨ મુરદારસીંગ સરકા સાથે વાટી લેપ કરવાથી પણ બગલનો દુર્ગન્ધી પસીનો નાબૂદ થાય.

માતા-શીતળા

૧૧૧૩ પ્રતિવર્ષ બાળકોને સાચાં મોતીની પિષ્ટી અથવા ભસ્મ ખવરાવવાથી શીતળા નીકળવાની દહેશત બહુ ઓછી રહે છે.

૧૧૧૪ બાળકની ઉમર અનુસાર પ્રતિવર્ષે થોડા દિવસ ઘોડીનું દૂધ પચે તેટલું જ પાવાથી શીતળા નીકળે નહિ અથવા બહુજ નીકળે. મોટાંને પણ આ પ્રયોગ ફાયદો કરે.

૧૧૧૫ શીતળાનો ચેપ ફેલાતો અટકાવવા તથા પોતે તેમ જ બાળકો તેના ભોગ થતા બચે તે માટે સવારસાંજ બે વાર કડવા લીમડાના પાનનો ધૂમાડો કરવો. કડવા લીમડાનાં પાનનું ઉકાળેલું પાણી ઘરમાં સર્વત્ર છાંટવું તથા રોજ સવારે કડવા લીમડાનાં પાનનો રસ તોલો ૧ પીવો.

શીતળા તથા તેના વિકારોથી બચવા માટે

૧૧૧૬ શીતળાનો તાવ આવે કે તરત કેળનું પાણી સવારે ૧ તોલો પીવું.

૧૧૧૭ શીતળાના તાવમાં સવારસાંજ ૦ા ૦ા તોલો સુખડનું તેલ પીવું.

૧૧૧૮ અરડૂસીનો રસ ૧ તોલો થોડું મધ નાખીને સવારે પીવો.

૧૧૧૯ ચમેલીના પાનનો રસ તોલો ૧ તેમાં ૦ા તોલો મધ નાખી પીવો. ઉપરના ચારે પ્રયોગો આઠ દિવસ કરવા. જેથી શીતળા નીકળે તો પણ પ્રાણઘાતક નીવડે નહિ.

૧૧૨૦ લીંબોળીનો મગજ તોલો ૦ા બહેડાનાં બીજ તોલો ૦ા હળદર તોલો ૦ા સાથે વાટી તેમાંથી બેબેઆનીભાર સવારસાંજ પાણી સાથે બે વાર ખાવું. જેથી શીતળાના ઉપદ્રવો શાંત થાય છે.

આંખમાં શીતળાની અસર દેખાય ત્યારે

૧૧૨૧ હળદર પાણીમાં લસોટી આંખમાં તેનાં ટીપાં પાડવાં. દિવસમાં ત્રણ વાર ટીપાં પાડવાં. બચાવ થશે.

શીતળામાં કબજિયાત

૧૧૨૨ પીળાં હરડાંની છાલ પાણીમાં ઉકાળી સાકર નાખી ઉંમર મુજબ પાવી. મોટાને ૧ તોલો છાલ લેવી. અરધો શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ગાળીને પાવી. સાકર તોલો ૧ નાખવી.

વાળાનું પીડાકારી દર્દ

૧૧૨૩ જે પ્રદેશમાં વાળાનું દર્દ વધારે જોવામાં આવતું હોય ત્યાંના વતનીઓએ પીવાનું પાણી ઉકાળી ઠંડું કરી ગાળીને પીવું. વાળો નીકળવાની ધાસ્તી રહેશે નહિ.

૧૧૨૪ વાળો નીકળ્યો છે તેવી ખબર થતાં જ શરૂઆતથી પંદર દિવસ સુધી રોજ ત્રણ માસા શેકેલી હીંગનું ચૂર્ણ પાણી સાથે ખાવાથી વાળો નાશ પામશે.

૧૧૨૫ સફેદ સાટોડીનાં મૂળ પાણી સાથે વાટી લસોટી વાળાની જગાએ થેપલી બાંધવી.

૧૧૨૬ એક માસો મુરદારસીંગ અને પાંચ તોલા ગાયનું ઘી ખીચડીમાં મેળવી રોજ ખાવું.

૧૧૨૭ સાડા ત્રણ માસા ફુલાવેલ સુહાગાનું ચૂર્ણ ૫ તોલા ગાયના ઘી સાથે ત્રણ દિવસ સેવન કરવાથી વાળાનો નાશ થાય.

૧૧૨૮ મેથીનું ચૂર્ણ ગાયના ઘીમાં લસોટી ગરમ કરી તેનો લેપ લગાડી પાટો બાંધવો.

૧૧૨૯ ગુગળ વાટીને લગાડી પાટો બાંધવો.

૧૧૩૦ વાળાનો ફોલ્લો થાય ત્યારથી રોજ શિકોતરી એળિયો બેઆનીભાર એક વખત પાણી સાથે ખાવો તથા પાણી મેળવી ગરમ કરી તેનો લેપ કરવો.

૧૧૩૧ વાળના ફોલ્લા પર થોડાં વાટી બાફેલાં લીમડાનાં પાન દિવસમાં ત્રણ ચાર વાર બાંધવાં તથા ઉપર શેક ચાલુ રાખવો. જલ્દી આરામ થશે.

૧૧૩૨ અતિવિષ, મોથ, ભારંગી, સૂંઠ, પીપર, અને બહેડાંનું સમભાગ ચૂર્ણ કરવું. તથા સવારસાંજ બેબેઆનીભાર બે વખત પાણી સાથે ખાવાનું મટે ત્યાં સુધી ચાલુ રાખવું. પીડા શાંત કરી વાળાને કાઢી નાખવા માટે સારો ઈલાજ છે.

૧૧૩૩ સરગવાની છાલ પાણીમાં બારીક લસોટી વાળાની જગા પર તેનો લેપ કરવો. સારો ફાયદો કરે છે.



## તાવના ઉપચારો

### તાવના હકીમ નુસ્ખા

૧૧૩૪ ખટમીઠા દાડમને બીજ અને છાલ સાથે ખાંડી તેનો રસ નીચોવી પીવાથી પીત્તનો તાવ મટે. સવારે પીવું. કેવો તાવ છે તેનો નિર્ણય જાણકાર પાસે કરાવવો.

૧૧૩૫ ભાંગનાં પાન બકરીના દૂધ સાથે લસોટી હાથપગનાં તળિયાં પર લગાડવાથી પીત્તના તાવમાં ફાયદો થાય.

૧૧૩૬ ત્રણચાર તોલા વરિયાળીને પાણી સાથે લસોટી, રસ કાઢી બે તોલા ગુલકંદ સાથે મેળવીને પીવાથી તાવ ઊતરે.

૧૧૩૭ કરોળીયાનું કાગળ જેવું ગોળાકાર સફેદ પડ દીવાલ વગેરે સ્થાનો પર મળી આવે છે તે લઈ ગોળમાં ગોળી બનાવી, દરદીને પાણી સાથે ગળાવવી. આ પ્રમાણે ત્રણ દિવસ આપવાથી તાવ જાય. આ દવા શરીરમાં તાવ હોય ત્યારે આપવી નહિ. તાવ ઉતરી ગયો હોય ત્યારે આપવી.

૧૧૩૮ ફુલાવેલ ફટકડી અને વાટેલી સાકર સમભાગે મેળવી બે માસા જેટલું તાવ આવ્યા પહેલાં ખાવાથી તાવ જાય. આરામ થાય ત્યાં સુધી ઈલાજ ચાલુ રાખવો. તાવ સાથે સૂકી ખાંસી હોય તો આ દવા ખાવી નહિ.

૧૧૩૯ કાથો, ચૂનો, લગાવ્યા વગરનાં નાગરવેલનાં પાન સાથે એક રતી સાચું કેસર ચાવીને ખાવાથી તાવની ટાઢ અટકે.

૧૧૪૦ સહદેવીના પાનનો રસ તોલો ૧ સવારમાં રોજ પીવાથી ટાઢિયો તાવ જાય.

૧૧૪૧ ખસખસનાં પોસ્ત બેત્રણ તોલા લઈ ચાર ગણા પાણીમા ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ગાળીને તેમાં કાળાં મરીના દસ દાણાનું સૂક્ષ્મ ચૂર્ણ મેળવી તાવ આવવાના સમય પહેલા બે કલાક અગાઉ ત્રણ દિવસ પીવાથી ટાઢિયો તાવ ભાગી જાય.

૧૧૪૨ એક લીંડીપીપર રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ચાવીને ખાવી તથા પીપરવાળું પાણી પી જવું. એમ રોજ એક એક પીપર વધારતાં ૧૪ પીપર સુધી વધવું અને પછી એક એક પીપર ઘટાડતાં જવું. આ રીતે પીપરનો પ્રયોગ કરવાની જૂનો તાવ જાય. ખોરાકમાં દૂધ-ભાત ખાવા.

૧૧૪૩ પીલુડીનો રસ ૧ તોલો રોજ સવારમાં પીવાથી જૂનો તાવ મટે.

૧૧૪૪ એક ભાગ સૂંઠ અને ૪ ભાગ સાકરનું ચૂર્ણ કરી રોજ રાત્રે ચાર માસા સેવન કરવાથી કફનો ઉપદ્રવ મટે. કફવાળો તાવ ઉતરે.

૧૧૪૫ અજમાને પાંચ પહોર સુધી ખરલમાં ઘૂંટીને રોજ સવારે ૦॥ તોલો મધમાં ચાટવાથી તાવ, ઉધરસ, બદહજમી, ગેસ વગેરે મટી જાય.

૧૧૪૬ આકડાનાં ફુલની ૧ બંધ કળી ગોળ સાથે સવારમાં ત્રણ દિવસ ખાવાથી ટાઢિયો તાવ ઉતરે.

૧૧૪૭ કાંકચનો મગજ પાણીમાં ઘસીને નાકમાં ટીપાં પાડવાથી ટાઢિયો તાવ રોકાય.

૧૧૪૮ બે માસા કલૌંજીનું ચૂર્ણ રોજ સવારે મધ સાથે ચાટવાથી ચોથીઓ તાવ અટકે.

૧૧૪૯ લીમડાની અંતરછાલનો ભૂકો બે તોલા ચાર કપ પાણીમાં ઉકાળીને ૦॥ કપ રહે ત્યારે ગાળીને સવારે પીવાથી ચોથીઓ તાવ જાય. પંદરેક દિવસ સેવન કરવું.

૧૧૫૦ સમુદ્રફળ નંગ ૧ વાટીને તાવ આવવાના સમયે આપી તે પર અરધું કાગદી લીંબુ ચૂસવું ત્રણ દિવસ આ ઈલાજ કરવાથી ટાઢીઓ તથા ચોથે દિવસે આવતો તાવ જાય.

૧૧૫૧ બે તોલા કચરેલી ગળો રાત્રે થોડા પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળીને પીવાથી સર્વ તાવ ઉતરે.

## ગરમી અને ક્ષય રોગનો તાવ, પેટમાં સોજાવાળો તાવ

૧૧૫૨ તરબૂચનો રસ સવારે એકાદ બે કપ પીવાથી ગરમી અને દાહ મટે. લોહીની ગરમી તથા તાવ જેવું લાગતું હોય ત્યારે ફાયદાકારક થાય. છાતીમાં કફ હોય ત્યારે આ ઈલાજ કરવો નહિ.

૧૧૫૩ ગળોનું સત્વ અને વંશલોચનનું સમભાગે ચૂર્ણ કરીને એક એક માસો સવારસાંજ મધમાં ચાટી ઉપર બે તોલા કચરેલી ગળોનું ભીંજાવી રાખેલું પાણી

બેઉ વખત પીવાથી ક્ષયનો તાવ, જૂનો તાવ, તથા સર્વ પ્રકારના તાવ મટે.

૧૧૫૪ ત્રણ ચાર તોલા કચરેલી પીલુડી રાત્રે થોડા પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળીને પીવાથી પેટમાંના સોજા તથા તાવ ઉતરી જાય.

૧૧૫૫ કુવાડીયાનાં પાન તોલા બે લઈ અરધો શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહેતાં ગાળીને પીવાથી ક્ષયના તાવમાં ફાયદો કરે.

૧૧૫૬ પાલખનાં બીજ વાટીને મધ સાથે રોજ બે વાર બેબેઆનીભાર ચાટવાથી ક્ષયમાં ફાયદો થાય.

૧૧૫૭ એક દૂધીયાંને ફરતી હથેળીના દળે ઘઉંની કણક લપેટી, ઉપર કપડું લપેટીને અગ્નિના ભઠ્ઠામાં મંદાગ્નિથી બાફી લેવું. તથા કાઢી સાફ કરી તેનું પાણી નીચોવી લેવું તથા ગાળીને દિવસમાં બેત્રણવાર બે બે ઔંસ જેટલું પીવું. ક્ષય રોગમાં સારો લાભ થાય છે. અનુકૂળ જણાય તો લાંબો વખત સેવન કરવું.

૧૧૫૮ અરડૂસીના પાનનો રસ તોલા ૨, તેમાં મધ તોલો ૧ નાખી સવારમાં પીને ઉપર બકરીનું ધારોષ્ણ અથવા ગરમ દૂધ પીવાથી ક્ષય રોગમાં ઉત્તમ લાભ થાય છે. પચી ગયા પછી મોડેથી દૂધ-ભાત જમવામાં લેવા.

૧૧૫૯ તાવમાં લંઘન કરવાથી તાવ જલ્દી ઉતરે છે. ગરમ કરીને ઠારેલું પાણી પીવું. લંઘન ન થઈ શકે તેમણે મોસંબીનો રસ, પપૈયું, થોડાં થોડાં ખાવાં. મગનું ઓસામણ પીવું, અને ચા, કૉફી પણ લઈ શકાય તો તાવ ઝટ ઉતરે.

ટાઢિયો તાવ-વિષજ્વર, તરિયો, ચોથીઓ મેલેરીયા વગેરે.

૧૧૬૦ મીંઢીઆવળ અને કરિયાતું બેઉ એક એક તોલો લઈ ખાંડીને તેને શેર પાણીમાં ઉકાળતાં ચોથા ભાગનું રહે ત્યારે ગાળીને તેના બે ભાગ કરી સવારે તથા રાત્રે સૂતી વખતે બે વખત, તાવ ઉતરે ત્યાં સુધી. પીવાનું ચાલુ રાખવું. ત્રણ ચાર દિવસ બસ થશે. ભૂખ લાગે તો દાળ ભાત ખાવાં. કબજિયાતવાળા. સશક્ત માણસ માટે આ ઉપાય સારો છે. નબળા. માટે નથી. નબળા માણસે એકલા કરિયાતાનો ઉકાળો ઉપર મુજબ પીવો.

૧૧૬૧ પટોલ, ઇંદ્રજવ, દેવદાર, ત્રિફળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો, અને અરડૂસી સમભાગે જવકૂટ કરી બે તોલા ભૂકાને અરધોશેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહેતાં ગાળીને પીવું. આ રીતે દિવસમાં ત્રણ વાર બનાવીને પીવાથી સારો ફાયદો થાય.

૧૧૬૨ કડવા લીમડાનાં પાન તોલા ૪, સૂંઠ, મરી, લીંડીપીપર દરેક તોલા ૪, જવખાર અને સાજીખાર પણ ચાર ચાર તોલા, અને અજમોદ તોલા ૨૦ લઈ તેનું બારીક ચૂર્ણ કરીને તે ચૂર્ણ ૦॥ તોલો જેટલું ગરમ પાણી સાથે દિવસમાં ત્રણ વાર ખાવું. આરામ થાય ત્યાં સુધી ચાલુ રાખવું. તરિયા, ચોથીયા તથા દરેક તાવમાં ફાયદો કરશે.

૧૧૬૩ ખડસલીઓ પિત્તપાપડો તોલા ૪ ખાંડીને એક શેર પાણીમાં ઉકાળતાં આઠમો ભાગ રહે ત્યારે ગાળીને સવારમાં પીવું. માત્ર મગનું પાણી પીવું અને રાત્રે

૦| થી ૦|| તોલો હીમજનું ચૂર્ણ ખાવું, પિત્તજ્વર–મેલેરિયા–ટાઢીઓ વગેરે જે તાવ છે તે મટે.

૧૧૬૪ એક તોલો શેકેલું કડું તથા એક તોલો સાકરનું ચૂર્ણ કરી સવારસાંજ બેબેઆનીભાર ગરમ પાણી સાથે ફાકવું. તાવ, કફ વગેરે મટીને આરામ થાય.

૧૧૬૫ પીપર, પીપરીમૂળ, ઇદ્રજવ, ખડસલીઓ પીત્તપાપડો, અને સૂંઠ સમભાગે ખાંડી તેનું ચૂર્ણ કરવું. બેબેઆનીભાર દિવસમાં ત્રણવાર મધ સાથે ચાટવાથી ઉધરસ સાથેનો તાવ મટી જાય.

૧૧૬૬ કરિયાતું તોલા ૪ અધકચરૂં કરી ૬૫ તોલા પાણીમાં ઉકાળી આશરે ૧૬ તોલા રહેતાં ઉતારી ગાળીને તેના ત્રણ ભાગ કરવા તથા દિવસમાં ત્રણવાર પીવું. ખોરાકમાં ફક્ત મગનું પાણી લેવું, તથા રાત્રે ૦| તોલો હરડેનું ચૂર્ણ ખાવું. છાતીમાં દુખાવો, ઉધરસ કે કફ જણાય તો અળસીનો લેપ કરી શેક કરવો. સર્વ જ્વર ઉતરે.

૧૧૬૭ કરિયાતાનું ચૂર્ણ કરી દિવસમાં બેબેઆનીભાર પાણી સાથે લેવાથી બધી જાતના તાવમાં ફાયદો થાય.

૧૧૬૮ કાળી તુલસીનાં પાનનો રસ દોઢ–બે તોલા, તેમાં ચાર-પાંચ દાણા મરીનું સૂક્ષ્મ ચૂર્ણ નાખી હલાવી તેના ત્રણ ભાગ કરી દિવસમાં ત્રણ વાર થોડું થોડું મધ નાખી પીવું. ફક્ત મગનું ઓસામણ પીવું, રાત્રે ૦| તોલો હરડે ખાવી. એકાંતરીઓ, તરિયો વગેરે તાવો આ પ્રયોગથી મટે છે. સાથે તાવ ઉતારનાર બીજી દવાઓ પણ લઈ શકાય.

જીર્ણજ્વર–જૂનો તાવ

૧૧૬૯ કડું, કરિયાતું, નાગરમોથ, પિત્તપાપડો, અને ગળો,

સર્વ સમભાગે ખાંડી, જવકૂટ કરીને ૨ તોલા ભૂકાને ૧૬ ગણા પાણીમાં ઉકાળતાં ચોથો ભાગ રહે ત્યારે ગાળી, નીચોવી સવારે તથા રાત્રે સૂતી વખતે બે વખત આ પ્રમાણે બનાવી પીવાનું સતત ચાલુ રાખવાથી ગમે તેવો જૂનો તાવ પણ જાય.

૧૧૭૦ કાયફળ, નાગરમોથ, કડું, કચોરા, કાકડાશીંગી, અને ઉપલેટ સર્વ સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બેબેઆનીભાર સવારે તથા રાત્રે મધ તથા થોડાં ટીપાં આદુના રસનાં નાખી ચાટવું. ઝીણો તાવ ઉધરસ, દમ, ક્ષય, શૂળ, ઉલટી, અરૂચિ, વાયુ વગેરે મટે.

૧૧૭૧ કડું, કરિયાતું, પીપરીમૂળ, હળદર દરેક ત્રણ તોલા, મીંઢી એક તોલો, હીમજ તોલા ૫, આંબાહળદર તોલા ૧૦ સંચળ અને આવળની છાલ દરેક તોલા ૩, શેકેલા કાંકચીયા નંગ ૫, અને ડીકામારી તોલા ૩ લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તથા રોજ રાત્રે ૦॥ તોલો તે ચૂર્ણ પાણી સાથે સૂતી વખતે લેવું. જેથી જૂનામાં જૂનો તાવ પણ નાબૂદ થઈ પેટ સાફ રહેશે. નળબંધવાયુ, પાણીવિકારી, પિત્તપાંડુ બરલ વગેરે મટશે.

મુદતીઓ તાવ, સન્નિપાત જ્વર ટાઇફોઈડ

૧૧૭૨ જુલાબ લેવો નહિ. કાંઈપણ ખોરાક ખાવો નહિ. કરિયાતાનો ઉકાળો અથવા ગળોનો ઉકાળો દિવસમાં ત્રણ વાર પીવો. ઉકાળીને ઠંડું કરેલું પાણી પીવું. વૈદ્ય, ડોકટરની જરૂર પડયે સલાહ લેવી.

ન્યુમોનિયા-છાતીમાં મુંઝારો

૧૧૭૩ ઉપરના તાવમાં-પણ વૈદ્ય ડોકટરની સલાહ લેવી. છાતી

પર અળશીની પોટીસ લગાડવી શેક કરવો. અનાજ ખાવા આપવું નહિ. વિષમજ્વરના ઉપાયોમાંથી તીવ્ર રેચક ન હોય તેવા ઉપાયો સમજીને કરવા અથવા કરિયાતાનો ઉકાળો પાવો. અનુભવીની સલાહ અવશ્ય લેવી. ગરમ કરી ઠારેલું પાણી પાવું. ઉપરના બેઉ તાવમાં, તાવ વધે ત્યારે માથા પર બરફ અથવા તે ન મળે ત્યારે મીઠાના પાણીનાં પોતાં મૂકવાં.

**ખાસ સૂચનાઃ**—ક્ષયના તાવમાં તથા અત્યંત નબળા, દૂબળા, તથા સગર્ભાવસ્થાવાળા રોગીને જુલાબ આપવા નહિ તથા લાંઘણ કરવી નહિ. પણ અનુભવી વૈદ્યની ખાસ સલાહ લઈ તે પ્રમાણે વર્તવું. ગરીબ દર્દીઓને વિદ્વાન વૈદ્યો, હકીમો, ડોકટરોએ કૃપા કરી બને તેટલા ઓછા ખર્ચમાં ઉતારી દરિદ્રનારાયણની સેવા કરવી તથા યોગ્ય સલાહ ધીરજથી આપવી.

**સર્વ જ્વરહર ઉપચારો**

૧૧૭૪ ગળો, પીપરીમૂળ, લીંડીપીપર, હરડે, લવંગ, કડવા લીમડાની છાલ, ધોળું ચંદન, સૂંઠ, કડુ અને કરિયાતાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી દિવસમાં બે વાર ગરમ પાણી સાથે બેઆનીથી ૦। તોલા જેટલું લેવું, સર્વ જ્વરમાં લેવાય.

૧૧૭૫ કરિયાતું, સૂંઠ અને ડીકામારી સમભાગે ખાંડી બે તોલા ભૂકાને અડધો શેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે પીવું. આ પ્રમાણે બે વખત પીવું જોઈએ.

# ઝેર-અંતેતેના ઉપચારો

ઝેર, અફીણનો ઉતાર

૧૧૭૬ કાસૂંદરીના તાજા પંચાંગનો રસ કાઢી પ્યાલો ભરીને પાવાથી ઝેરની અસર મટી જાય.

૧૧૭૭ ફુલાવેલ ટંકણખાર ૦ા તોલો પ્રમાણથી રા તોલા ઘી સાથે ચાટી જવો. એટલે ઉલટી થશે. ફરી પાછો ચાટવો, એમ વારંવાર ૧૦ તોલા સુધી જરૂર સુજ્ઞ અનુભવીની સલાહ લઈ ચટાડવો. ઘી પીવરાવવું. એટલે ઉલટીઓ થઈને ઝેર ઉતરે છે.

૧૧૭૮ ત્રણ તોલા અને ૭ માસા કપાસિયા પાણી સાથે વાટીને પીવરાવી દેવા. તેલ સાથે મેળવીને ખાધેલું અફીણનું ઝેર ઉતરે છે.

૧૧૭૯ બે બે માસા હીંગ પાણી સાથે ત્રણ ચાર થોડી થોડી વારને અંતરે પાવાથી અફીણના અસર ઓછી થઈ જાય અને દરદી બચી જ હીંગ ચોકખી હોવી જોઈએ.

૧૧૮૧ લીલી ધરો પાણી સાથે ચટણી જેવી વાટીને તેનો રસ કાઢી એક પ્યાલો ભરી પીવાથી અફીણના ઝેરની અસર ઉતરે.

૧૧૮૨ ખાધેલા અફીણના વજનથી બમણું એરંડાનું સૂકું મૂળ ખાંડીને તેની ફાકી પાણી સાથે ખવરાવી દેવી. લીલું મૂળ હોય તો ત્રણ ચાર ગણા વજનથી વાટી લસોટી પાણીમાં પાઈ દેવું. અફીણ પચી જાય છે. ઝેરી અસર થતી અટકી જાય છે. પહેલાં ઉલટીઓ કરાવ્યા બાદ આ ઈલાજ થાય તો વધારે ખાતરીથી અસર થાય.

૧૧૮૩ જેમ બને તેમ ઘી પીવરાવી ગળામાં પાછું ફેરવી ફેરવી ઉલટી કરાવવી.

૧૧૮૪ અરીઠાંનું પાણી વારંવાર પીવરાવવું. અફીણનું ઝેર ઉતરે.

સોમલનું ઝેર

૧૧૮૫ ફુલાવેલો ટંકણખાર તોલો ૦ાા, ૨ાા તોલા ઘીમાં ચટાડવો. તથા ઉપરથી વારંવાર ઘી પાઈ પાઈ ઉલટી કરાવવી. ઉલટી ન થાય તો પક્ષીનું પીંછું ગળામાં ફેરવવું. આ પ્રમાણે ૧૦ તોલા સુધી ટંકણખાર આપી શકાય. સોમલનું ઝેર ઉતરે ને દરદી બચી જાય. ટંકણખારથી બધી જાતનાં ઝેર ઉતરે છે. સોમલ (શંખીયો)થી થતી બળતરા ઘીથી શાંત થાય છે.

૧૧૮૬ બે તોલા રાઈ વાટી બે તોલા મીઠું મેળવી તેનું પાણી કરી પાવું. ઉપરથી ગરમ પાણી પીવા આપવું જેથી

ઉલટીઓ થશે. તે સાથે ઝેર નીકળી જાય છે. ઉપર ઘી પાવું.

રસકપૂરનું વિષ

૧૧૮૭ ખૂબ ઘી પાવું ને ઊલટીઓ કરાવવી. આરામ થાય.

કાચની ભૂકીનો ઈલાજ

૧૧૮૮ દુધ, દહીં અને આમલી વાટીને પાવાં. અને ઉલટીઓ કરાવી કઢાવી નાખવાં. આ પ્રમાણે થોડા દિવસ વારંવાર કરવાનું ચાલુ રાખવાથી આરામ થાય.

વછનાગનું ઝેર

૧૧૮૯ ાા તોલો સૂંઠનું ચૂર્ણ પાણી સાથે આપવું.

૧૧૯૦ મૂળ સાથે તાંદળજાનો રસ કાઢી પ્યાલો ભરી પાવો.

ઝારથુથાનું ઝેર

૧૧૯૧ પ્રથમ ઉલટીઓ કરાવવી અને પછી ાા તોલો કાથો એક કપ પાણીમાં ગાળી પીવરાવવો. જરૂર લાગે તો બે ચાર વખત કાથો પાવો. પછી દુધ–સાકર પાવાં.

૧૧૯૨ લીંબુનો રસ સાકર નાખી પાવાથી ફાયદો થાય છે.

નેપાળાનું ઝેર

૧૧૯૩ ધાણાનું ચૂર્ણ તોલો ૧ સાકર નાખેલા પાવાથી આરામ થશે. ઝાડા બંધ થશે.

ભાંગ, ગાંજાનું ઝેર

૧૧૯૪ આમલીનું પાણી કરી પાવું.

૧૧૯૫ દહીંછાશ તૃપ્તિથી પાવાં.
૧૧૯૬ જાંબફળ ખાવા આપવાં.
૧૧૯૭ દહીં અને ભાત ધરાઈને ખાવાં.
૧૧૯૮ ખૂબ ઊંઘવું.

દારૂનો કેફ

૧૧૯૯ માથા પર ઠંડું પાણી રેડવું.
૧૨૦૦ કાકડી ખાવા આપવી.
૧૨૦૧ કોળાનો રસ ગોળ મેળવી પીવા આપવો.

ઝેરકોચલાનું ઝેર

૧૨૦૨ જુલાબ આપી દેવો ને તરત ઘી પાઈ ઉલટીઓ કરાવવી.
૧૨૦૩ ફુલાવેલ ટંકણખાર અરધા માસા પ્રમાણે પાંચ પાંચ મિનિટે આરામ થાય ત્યાં સુધી મધમાં ચટાડતા રહેવું.

સોપારીનો ઙચૂરો

૧૨૦૪ સાકર અથવા ગોળ ખાવો. ઉપર ઠંડુ પાણી ધીમે ધીમે પીવું.

ધ્યાસતેલ પેટમાં ગયું હોય તો

૧૨૦૫ ખાવળનો ૦॥ તોલો ગુંદર પાણીમાં પીગાળી પાવો.
૧૨૦૬ માખણ ખાવું અને દહીં છાશ પીવાં.

ધંતૂરાનું ઝેર

૧૨૦૭ રીંગણાંને પાણીમાં વાટી તે પાણી પીવું.

૧૨૦૮ જે માણુસે ધંતૂરાનાં બીજ, ફૂલ, કે પાન જે ખાધું હોય તે જ પ્રમાણે તેટલા પ્રમાણમાં કપાસનાં પાન, ફૂલ, બીજ કે મૂળ વાટીને પાવાથી આરામ થાય છે.

**અગત્યની સૂચના** :–ઝેરથી પીડાતા દર્દીને તાત્કાલિક હોસ્પીટલમાં પહોંચાડવો અથવા વૈદ્ય ડૉક્ટર કે હકીમની સલાહ લેવી. હોસ્પીટલ કે વૈદ્ય–ડૉક્ટરની સગવડ ન હોય તેમને માટે અને આવી મદદ આવી પહોંચે ત્યાં સુધીમાં તાત્કાલિક જીવ બચાવવા માટે આ ઉપચારો આપેલા છે. જે સંમજીને કરવાથી ફાયદો કરનાર છે. જ્યાં કાંઈ સગવડ મળે તેવું ન હોય ત્યાં અને ત્યારે આ ઉપચારો બેશક દર્દીનો જીવ બચાવવામાં ઉપયોગી નીવડશે.

**સર્પદંશના ઉપચાર**

૧૨૦૯ ફુલાવેલ તેલિયો ટંકણખાર સાડાત્રણ માસા ઘી સાથે ચટાડવો, ઉપર ઘી પાવું. ઊલટીઓ કરાવવી.

૧૨૧૦ ચાર રતી ઝેરકોચલાનું ચૂર્ણ એક તોલો લીંબુના રસમાં પાઈ દેવું અને ઝેરકોચલાનું ચૂર્ણ નાખી ભીંજવેલો લીંબુનો રસ શરીરે માલિશ કરવો. ફાયદો કરશે.

૧૨૧૧ સરસીયું તેલ પીએ તેટલું પાવું. ઓછામાં ઓછું એક શેર તેલ પાવું અને ઊલટીઓ કરાવવી. ગળામાં પક્ષીનું પીંછું ફેરવવાથી ઊલટી થશે. અસરકારક છે.

૧૨૧૨ સમુદ્રફળનાં બીજ રજ સમાન વાટી આંખમાં આંજવાં.

૧૨૧૩ જ્દવાર પોણાબે માસા વાટીને પાણી સાથે પાવું

૧૨૧૪ બીલીનાં મૂળ તોલો ૦। બારીક વાટી ઘી સાથે ચટાડવાં.

૧૨૧૫ લસણની કળીઓ છૂંદી ગાયના ઘીમાં મેળવી દંશ પર બાંધી દેવી.

૧૨૧૬ લીમડાનાં બે તોલા પાન તથા આકડાના મૂળની છાલ તોલા બે લઈ વાટી, લસોટી, પાણી સાથે પીવરાવી દેવું.

૧૨૧૭ સાબરશીંગનો ચૂરો તોલા ૩ સવાશેર પાણીમાં ઉકાળી પાંચ તોલા રહે ત્યારે ગાળીને પાઈ દેવું. ગરમ ગરમ પાવું. અથવા તો સાબરશીંગ પાણીમાં ઘસી ગરમ કરી પાવું. ઘસારો ૦। થી અરધો તોલો હોવો જોઈએ.

## ખાસ જરૂરી સૂચનાઓ :—

કેટલીકવાર નાડી બંધ થઈ દરદી મરેલો જણાય છે તો પણ અંદરબહારના ઉપચારોથી બચી જાય છે. માટે એકદમ નિરાશ નહિ થતાં બનતા ઉપાયો કરવા. સર્પદંશની ખબર પડતાં જ તે ભાગ કાપી નાખવો. સર્વ પ્રથમ ઝેર આગળ વધે કે શરીરમાં ફેલાય નહિ માટે દંશની ઉપર સખત દોરી બાંધવી. પછી તે ભાગમાં બ્લેડ, અસ્રો કે ચપ્પુથી ચીરા પાડી લોહી નીકળી જવા દેવું.

વીંછીનો તથા કાનખજૂરાનો દંશ

૧૨૧૮ સાડાચાર માસા હીંગ પાણી સાથે લેવાથી વીંછીનું ઝેર ઉતરે.

૧૨૧૯ શણનાં બીજનું ચૂર્ણ થુવરના દૂધ સાથે લસોટી દંશ પર લગાડવું.

૧૨૨૦ આકડાનું દૂધ લગાડવું.

૧૨૨૧ ભીલામો કાપીને તેમાંનું તેલ દશ પર ટપકાવવું.

૧૨૨૨ મોટી ભોંયરીંગણીનાં મૂળ વાટીને (પાણી સાથે) દંશ પર બાંધવાં.

૧૨૨૩ અઘેડાનાં તાજાં મૂળ ચાવવાં.

૧૨૨૪ સાટોડીનાં મૂળ ચાવવાં.

૧૨૨૫ લસણનો રસ દંશ પર તથા આસપાસ ચોપડવો.

૧૨૨૬ કળીચૂનો લીંબુના રસમાં ભીંજાવી ચોપડવો.

૧૨૨૭ અજમાના ગરમ ઉકાળાથી દંશ ધોવો તથા દંશવાળો ભાગ તેમાં ડુબાવી રાખવો. પીડા ઓછી થશે.

૧૨૨૮ તલનું તેલ કાનખજૂરાના દંશ પર ગરમ કરી પોતું મૂકવું.

૧૨૨૯ કાનખજૂરાના દંશને ગુગળનો લેપ કરવો.

૧૨૩૦ કાનખજૂરાના દંશ પર મનશીલ, હળદર ને દારૂ-હળદર સમભાગે પાણીમાં વાટી લેપ કરવો.

૧૨૩૧ કાનખજૂરાના દંશ પર બદામનું તેલ ચોપડવું.

૧૨૩૨ કાનખજૂરાના દંશ પર ગોળ ખૂબ ગરમ કરી ફેંટા પડવા દઇને લેપ કરવો,

જળોનો દંશ

૧૨૩૩ જળો લગાડવાથી દંશ પાકયો હોય તો ખસખસ પાણી સાથે વાટીને પોટીસની જેમ—લેપની જેમ ચોપડી પાટો બાંધવો.

માણસ બચકું ભરી ગયો હોય!

૧૨૩૪ કોઈએ બચકું ભરવાથી અથવા નખ લાગવાથી ઝખમ થયો હોય તો મધ અને મીઠું વાટીને લગાડવાં.

વાંદરો બચકું ભરી ગયો હોય ત્યારે

૧૨૩૫ વાંદરાની વિષ્ટા ઝખમ પર બાંધવી.

ઉંદરનું ઝેર

૧૨૩૬ સૂંઠ, મરી, પીપર, કડવા લીમડાની લીંબોળી, અને સિંધવ સમભાગે લઈ ચૂર્ણ કરી રોજ સવારે ત્રણ માસા પ્રમાણથી મધ અને સાકર સાથે ૧૫ દિવસ ખાવું.

૧૨૩૭ અઘેડાના કુમળા તોરાનો રસ કાઢી તે ૦।। તોલો પ્રમાણે તેટલા જ મધ સાથે આઠ દિવસ સવારમાં પીવો.

૧૨૩૮ ઉંદરકનીનાં પાંદડાંનો રસ એકથી બે તોલા સાત દિવસ સુધી રોજ સવારમાં પીવો તથા શરીરે ચોળવો.

૧૨૩૯ મયેડાનાં બીજનું ચૂર્ણ સવારસાંજ બેબેઆનીભાર પંદર દિવસ સુધી મધમાં ચટાડવું.

૧૨૪૦ તુલસીનો રસ તોલા ૧૦ કાઢી તેમાં અફીણ વાલ ૫ ખરલ કરી તેમાંથી દંશવાળા ભાગ પર પોતું મૂકી ઉપર હીંગુ પાન મૂકી પાટો બાંધવો અને બાકીનો રસ આખે શરીરે માલિશ કરી દેવો. તરત નહાવું નહિ.

૧૨૪૧ પારો, ગંધક, કપાસનાં છોડવાં, ધુંવાસ, અને સરસડો સર્વ સમભાગે લઈ પ્રથમ પારાગંધકને ખૂબ ઘૂંટી કજ્જલી કરીને પછી બાકીની ચીજોનું ચૂર્ણ અંદર નાખી સારી રીતે ઘૂંટી લેવું તથા ઉંદરનો દંશ થતાં જ તેમાંથી થોડું આકડાના દૂધમાં ઘૂંટીને દંશવાળા ભાગ પર લગાડવું તથા ઉપર પાટો બાંધવો એટલે ઉંદરનું ઝેર અસર કરશે નહિ. દંશ થયા બાદ ગમે ત્યારે પણ ફાયદાકારક જ છે.

ભમરી અને માખીનું વિષ

૧૨૪૨ માટી પાણીમાં પલાળી જાડો લેપ કરવો.
૧૨૪૩ સરસડાનાં પંચાંગને ગોમૂત્રમાં વાટી લેપ કરવો.
૧૨૪૪ ખૂબ ઠંડું પાણી વારંવાર રેડવું.

હડકાયો કૂતરો કરડવાથી ચડતું ઝેર

૧૨૪૫ દારૂડીનાં બીજ ત્રણથી સાત માસા સુધી વાટીને પાણી સાથે પીવડાવવાથી હડકાયેલા કૂતરાનું પ્રાણઘાતક ઝેર ઝાડા-ઊલટી થઈને નીકળી જાય છે. કૂતરે

પછી છ માસ સુધી દર મહિને આ દવા ખાવી સારી છે.

૧૨૪૬ કુકડવેલનું ડોડવું પાણીમાં ભીંજાવી તે પાણી પીવાથી ઝાડા–ઊલટી થઈને હડકવા મટે.

૧૨૪૭ દંશસ્થાન પરથી કરડતાંની સાથે ખૂબ દબાવી લોહી કાઢવું તથા ઘા વધારે પહોળો કરવો.

૧૨૪૮ દંશસ્થાન પરથી બને તેટલું લોહી કાઢીને પછી કડક ગરમ ઘી રેડીને તે ભાગ દઝાડવો–બાળવો.

૧૨૪૯ દંશમાં કેરોસીન ચોપડી અંદર મરચાંની ભૂકી ભરવી.

૧૨૫૦ આકડાના દૂધનો દંશસ્થાન પર લેપ કરવો.

૧૨૫૧ કુકડવેલનો રસ પાવાથી ઝાડા ઊલટી થઈ હડકવાનાં જંતુઓ મરેલાં નીકળી જાય છે.

૧૨૫૨ ઘીમાં તળેલાં ઝેરકોચલાં, વછનાગ અને ટંકણખાર સમભાગે લઈ, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી આકડાના દૂધમાં ખૂબ લસોટી ફક્ત એક એક રતીની ગોળીઓ વાળી સુકાવી લેવી. તે બે બે ગોળી સવારસાંજ પાણી સાથે ૨૧ દિવસ સુધી ખવરાવવાથી આરામ થશે.

૧૨૫૩ ઘોડાની લાદ નંગ ૨ અને મરી ૨॥ તોલા ૦। શેર પાણીમાં મેળવી પાઇ દેવું. પછી થોડું થોડું ઘી પાવું.

૧૨૫૪ સાટોડીનો રસ પીવરાવવો.

૧૨૫૫ દરદીને વારંવાર રોજ ખૂબ દોડાવવો જેથી પસીના વાટે ઝેર બહાર નીકળી જાય.

હડકાયું કૂતરૂં કરડયું હોવાની પરીક્ષા

૧૨૫૬ એક રોટલી કે રોટલાનો ટુકડો દંશ પર રાખી તથા દંશનું લોહી ચોપડી બીજા સારા કૂતરાને ખાવા નાખવો જો તે ખાય નહિ અથવા ખાવાથી મરી જાય તો કૂતરૂં હડકાયેલું કરડેલું છે તેમ સમજવું

૧૨૫૭ ઝાડા ઊલટીના ઈલાજેથી ઝાડા ઊલટી થઈ ગયા બાદ નવટાંક ચોખા સારી રીતે રાંધીને તેનું ઓસામણ દરદીને પીવરાવી દેવું.



બાળકોના ઊલટી-ઝાડા

૧૨૫૮ તણાસીર, રૂમીમસ્તકી, સુકો ફોર્દીનો અને સફેદ જીરૂં, સર્વનું સમભાગે ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તથા ૧ થી ત્રણ વાલ જેટલું પાણી અગર માતાના ધાવણ સાથે દિવસમાં બે ત્રણ વાર આપવાથી બાળકોના ઝાડા મટે. આ જ ઉપાયથી ઉલટી પણ બંધ થાય છે.

૧૨૫૯ જાયફળ પાણીમાં ઘસીને સાંજસવાર વાલ બે વાલ ચટાડવાથી લીલા ઝાડા મટી જાય છે.

૧૨૬૦ મૂળાનાં બીજનું ચૂર્ણ બે ત્રણ વાલ, દિવસમાં બે ત્રણ વાર મધ સાથે ચટાડવાથી બાળકોનો મરડો મટે.

૧૨૬૧ કમળકાકડીનો મગજ તોલા ૨ અને ગેરૂ તોલો ૦ાા વાટીને તેનું ચૂર્ણ એક માસા સુધી દિવસમાં બે ત્રણ વાર પાણીમાં ઘોળીને પાવાથી બાળકોના ઝાડા બંધ થાય.

વરાધ-સસણી

૧૨૬૨ જન્મથી ૪૦ દિવસ સુધી બાળકને સવારસાંજ બે બે

આનીભાર મધ ચટાડવાથી બાળકોને સસણીનો રોગ ભાગ્યે જ થાય.

૧૨૬૩ ફુલાવેલ ટંકણ ૪ ભાગ તથા ફુલાવેલ મોરથુથુ ૧ ભાગ લઈ બારીક લસોટી આદુના રસનાં ટીપાં નાખી ગોળી વાળવા જેવું થાય એટલે મગ જેવડી ગોળીઓ કરી સુકાવી લેવી. ૧ ગોળી ધાવણ સાથે આપવાથી છાતીનો કફ નીકળી જઈ સસણી મટે છે. સવારસાંજ બે વખત આપી શકાય.

મોઢાની ગરમી

૧૨૬૪ બાળેલી વરિયાળી અને બાળેલ ગાઉજબાન તથા તબાસીર સર્વ સમભાગે લઈ સૂક્ષ્મ ચૂર્ણ કરી બાળકના મોઢામાં છાંટવાથી ચાંદા તથા મોઢાની ગરમી દૂર થાય છે. પછી બાળક સારી રીતે ધાવી શકે છે.

૧૨૬૫ એરંડીયાનો જુલાબ આપવાથી મોઢાની ગરમી હલકી પડી જાય છે. મોઢામાં કાથો છાંટવાથી પણ ફાયદો થાય.

૧૨૬૬ ફુલાવેલ ફટકડી ૦॥ તોલો તથા ૧ તોલો કાથો વાટી તેનું ચૂર્ણ મોઢામાં ભભરાવવાથી છાલાં તથા ગરમી મટે.

માથામાં ગડગુમડ

૧૨૬૭ દૂધીનાં શેકેલાં બીજ, મૂળાનાં બીજ, હીરાદખણ, સફેદો અને મુરદારસીંગ સમભાગે વાટી એરંડીયામાં મેળવી.

ગરમ પાણીથી ધોઈને લેપ કરવાથી માથામાં જે ગડગુમડ થાય છે તે મટી જાય છે.

મૃગી–તાણ-આંચકી

૧૨૬૮ અક્કલગરો બે રતી મધ સાથે ચટાડવાથી તાણ વગેરે રોગોમાં ફાયદો કરે.

૧૨૬૯ ડુંગળી આસ્તે આસ્તે સુંઘાડવી.

૧૨૭૦ તાળવા સિવાય માથા પર, કપાળે તથા આંખો પર ગુલાબજળ ચોપડવું.

૧૨૭૧ હરડે, આમળાં તથા ખડીસાકર પાણીમાં ઘસી આંખમાં સહેજ સહેજ આંજવું.

૧૨૭૨ માળવી ગોખરૂ નંગ ૫ વાટી પાણી સાથે લસોટી તે પાણી તોલા બે જેટલું આસ્તે આસ્તે પાવું.

સર્વ રોગ

૧૨૭૩ વજ, પીંપર, અતિવિષ, કાકડાશીંગી, અને સંચળ સર્વનો સમભાગે પાવડર બનાવી ઉંમર પ્રમાણે ૨ થી ૪ વાલ સુધી દિવસમાં બેત્રણ વાર મધમાં ચટાડવાથી (પાણીમાં પણ ચાલે) સસણી, વરાધ, ઉધરસ, તાવ અને ઝાડા વગેરે બાળકોના સર્વ રોગોમાં ફાયદો થાય છે.

બાળકને શક્તિ–સ્ફુર્તિ માટે

૧૨૭૪ પાલખનો રસ તોલો ૦। થી ૦॥ દિવસમાં બે વખત

ગાળીને પાવાથી બાળક ઝટ વધે. શક્તિવાન અને સ્ફૂર્તિવાળાં થાય. દાંત આવતાં પીડા ઘટે અને સુંદર થાય.

મૂઢમાર-પછાડ, અંગોનું મરડાઈ જવું વગેરે માટે

૧૨૭૫ તલનો ખોળ ખાંડીને, પાણીમાં પકાવી લેવું મધ જેવું ઘટ્ટ થઈ જાય ત્યારે કપડા ઉપર જાડો લેપ ચોપડી ગરમ ગરમ બાંધવું. માર-પછાડથી થતાં દરદને અને મરડાઈ ગયેલાં અંગોને સારાં કરે. ઉપર શેક કરવાથી વધારે ફાયદો થાય.

૧૨૭૬ પીંપળાની લાખ સાડાદસ માસા રાત્રે પાણીમાં ભીંજાવી સવારે ચોળી, મસળી, ગાળીને પીવાથી માર પછાડથી થતું દર્દ તથા સોજો મટે. સ્ત્રીઓએ આ ઉપાય કરવો નહિ.

૧૨૭૭ ફુલાવેલ ફટકડી તોલો ૦।।। અને સાકર તોલા ત્રણનું ચૂર્ણ કરી તેનાં ૭ પડીકાં કરવાં તથા સવારસાંજ એક એક પડીકું પાણી સાથે સેવન કરવાથી મારપછાડથી થતાં દર્દ મટી જાય છે.

વાળા માટે મલમ

બાદ કપડાની પટીમાં વચ્ચે કાણું પાડી આ મલમ ચોપડી વાળાની જગા પર પટ્ટી લગાવી ઉપર શેક કરવો આમ કરવાથી વાળો નીકળી જાય છે

વાળ ખરી જવા

૧૨૭૯ કુવાડીયાના બીજનું ચૂર્ણ પાણી નીચોવી લીધેલાં ગાયના દહીમા મેળવી ત્રણ કલાક રાખી મૂકવું ચૂર્ણ વસ્ત્રગાળ હોવુ જોઈએ પછી ખૂબ ઘૂટી માથામાં ભરી દેવુ તથા સવારે માથું ઠડા પાણીથી શિકાકઈ, અરીઠા, આમળા વગેરેથી ધોવુ સાબુ, સોડા વાપરવો નહિ આમ દર ચાર દિવસે કરવાથી વાળ ખરતા અટકે શરદીની પ્રકૃતિવાળા ન કરે

૧૨૮૦ વ્યાધીથી વાળ ખરી જતા હોય ત્યા નવસારનું સૂક્ષ્મ ચૂર્ણ માખણ સાથે મેળવી લગાડવુ

૧૨૮૧ સમુદ્રફીણ બાળી–વાટી તેની રાખ ગાયના ઘીમાં મેળવી લગાડવાથી વાળ ખરતા અટકે.

૧૨૮૨ આમળા પાણીમા લસોટી લેપ કરવાથી વાળ ખરતા અટકે.

૧૨૮૩ જેઠીમધનુ ચૂર્ણ ભાગરાના રસ સાથે લસોટી લેપ કરવાથી ખરતા વાળ અટકે છે

૧૨૮૪ હસરાજ નામની વનસ્પતિનો રસ લગાડતા રહેવાથી ખરી જતા વાળ અટકે.

સફેદ વાળ કાળા બનાવો

૧૨૮૫ રોજ રાત્રે ૦। થી ૦॥ તોલો હીમજનું ચૂર્ણ પાણી સાથે ખાવાથી વાળ સફેદ થતા અટકે છે. તથા ઘણી મોટી ઉંમર સુધી વાળ કાળા રહે છે. બીજા પણ અનેક ફાયદા થાય છે. ચા, બીડીનાં દુર્વ્યસનો કરતાં માણસો અચકાતાં નથી પણ આવી મહાન આરોગ્ય આપનાર વસ્તુનું નિત્ય સેવન કરવાનું બનતું નથી.

૧૨૮૬ બેએક રતલ વજનનું લોખંડનું જાડું પતરૂં લઈને તેને આમળાના ઉકાળામાં એકસો એક વખત ખૂબ લાલ તપાવી તપાવી ઠારવું. પછી તેનો વાટકો તૈયાર કરાવવો. તે વાડકામાં તલનું તેલ નાખી ચાર કલાક સુધી લોખંડના ખત્તાથી ઘૂંટવું. પછી તે તેલ માથામાં હંમેશાં ઘસવું, સફેદ થઈ જતા વાળ અટકીને સફેદ વાળ પણ કાળા થવા માંડશે. આમળાંનો ઉકાળો બનાવવા માટે ૧૦ રતલ લીલાં આમળાં ૨૦ રતલ પાણીમાં ઉકાળતાં અરધું પાણી રહે ત્યારે ઉતારી ઠંડું થવા દઈ ખૂબ ચોળીમસળી જાડા કપડાથી ગાળી લેવું. તથા ઉપર મુજબ તે ઉકાળામાં લોખંડનું પતરૂં ગરમ કરી ઠારવું. આ કામ લુહાર મારફતે કરવું સારૂં પડશે.

૧૨૮૭ ભાંગરાનો રસ રતલ ૧, લોહકાટનું ચૂર્ણ તોલા ૧૦ તથા સરકો રતલ એક ત્રણેનું મિશ્રણ કરી ૨૪ કલાક રહેવા દઈ તેમાં તલનું તેલ રતલ ૧ નાખી, મોટા

વાસણમાં ધીમે તાપે બધો રસ ભાગ બાળવો. તેલ માત્ર રહે ત્યારે ગાળી તેલ ભરી લેવું. તથા નિત્ય માથામાં ઘસવું. આનાથી સફેદ વાળ કાળા થાય છે.

૧૨૮૮ બાવળનાં પંચાંગના ઉકાળાથી વાળ ધોવામાં આવે તો પણ સફેદ વાળ કાળા થાય છે તે રીતે વાળ ધોઈ સુકાવી ઉપરનું તેલ ઘસવાથી ઝડપી ફાયદો થાય છે.

ટાલમાં વાળ ઉગાડો

૧૨૮૯ તમાકુનાં ફૂલ સરસીયાના તેલ સાથે લસોટી લેપ કરી માથું બાંધી સૂઈ જવું. કેટલાક દિવસ સુધી ચાલુ રાખવાથી ટાલમાં વાળ ઉગવા માંડે.

૧૨૯૦ સરકામાં મીઠું મેળવી ચોપડવું. વાળ ઉગે.

૧૨૯૧ એરંડાનાં લીલાં પાન થોડું મીઠું નાખી, વાટી લસોટી લેપ કરવાથી ટાલમાં વાળ ઉગે.

૧૨૯૨ સાધારણ શેકેલી રાઈ સરસીયા સાથે વાટી લેપ કરતા રહેવાથી ટાલમાં વાળ ઉગે.

૧૨૯૩ હાથીદાંતની ભસ્મ બકરીના દૂધમાં લસોટી રોજ લેપ કરવાથી ટાલ મટી જાય.

૧૨૯૪ કલોંજી બાળીને પાણી અથવા જેતુનના તેલ સાથે મેળવી લેપ કરવાથી ટાલમાં વાળ ઉગે.

૧૨૯૫ જાનવરોનાં શીંગડાંની ભસ્મ—અથવા ગધેડાના ડાબલાની

ભસ્મ તલના તેલ સાથે લસોટી રોજ લેપ કરવાથી ટાલમાં વાળ ઉગે છે.

૧૨૯૬ કુંવારનો તાજો રસ ટાલ પર ચોપડવાથી વાળ ઉગે.

૧૨૯૭ હાથીદાંતનું સૂક્ષ્મ વસ્ત્રગાળ ચૂર્ણ કરી દારૂહળદરના રસની ત્રણ ભાવના આપવી અને સુકાવી ભરી લેવું. લગાડતી વખતે પણ બને તો દારૂહળદરના રસ સાથે મેળવી લેપ કરવો. પાણી સાથે પણ ચાલશે. ટાલમાં વાળ ઉગાડે.

નિર્લોમકરણ-વાળ ફરીથી ન ઉગે

૧૨૯૮ વાળ ઉખેડી-ખેંચીને આસ્તે આસ્તે લઈ લેવા તથા એરંડીનાં બીજ પાણી સાથે ખૂબ લસોટી તેનો લેપ કરવો. આમ ચાર પાંચ વાર કરવું. વાળ ફરી ન ઉગે.

૧૨૯૯ ઉપર મુજબ વાળ ખેંચી કાઢી, સરકામાં ભીંજાવેલ ઇસબગોલ એટલે ઓથમીજીરૂં ચોપડવું. રાત્રે જરૂર પૂરતા સરકામાં ૧ તોલો ઓથમીજીરૂં અને ૦। તોલો વાટેલું સમુદ્રફીણ નાખી ભીંજવી મૂકવાં તથા બીજે દિવસે તેનો લેપ કરવો તથા સુકાવા દેવો, તથા થોડા દિવસ લેપ કરવાનું ચાલુ રાખવું. વાળ ન ઉગે.

ઝખમ સાફ કરનાર દવાઓ

૧૩૦૦ લીમડાની છાલ,, બાવળની છાલ, સરસડાની છાલ અને ચોપચીની. તેમાંથી કોઈપણ એક ચીજને ઉકાળી, ગાળી તે પાણીથી ઝખમ તથા ધારાં ધોવાથી ને

જલ્દી રૂઝાય છે. પછી તેના પર મલમ વગેરે લગાડવાં ચોક્કસ ફાયદો થાય.

### રૂઝ લાવવાના ઉપચારો

૧૩૦૧ ઊંટના વાળ બાળીને તેની રાખ ઝખમ કે ઘારાંમાં ભરી પાટો બાંધી ઉપર સાધારણ શેક કરવાથી ઝખમ રૂઝાઈ જાય. પાટો બે દિવસે છોડવો.

૧૩૦૨ પારો અને ગંધકને ઘૂંટી કજ્જલી કરી ઝખમ કે ઘારાં પર તેને સાફ કરી દબાવતા રહેવાથી ગમે તેવાં સડેલાં કચકચતાં ઘારાં તથા ઝખમો પણ રૂઝાઈ જાય છે.

૧૩૦૩ દાડમનાં પાન વાટીને લગાવવાથી ઝખમ રૂઝાઈ જાય છે.

૧૩૦૪ સરસડાની છાલનું ચૂર્ણ ઝખમ સાફ કરી છાંટવાથી રૂઝ આવે.

૧૩૦૫ કરંજનાં પાન સૂકાં ખાંડી તેનું બારીક ચૂર્ણ ઝખમ પર છાંટવાથી રૂઝ આવે.

### ઝખમનું લોહી વહેતું બંધ થાય, ટાંકા ભરવા પડે તેવા ઝખમના ઈલાજ

૧૩૦૬ ગધેડાની તાજી લાદ ગરમ કરી ઝખમ પર બાંધવાથી વહેતું લોહી બંધ થાય. ઉપર પાટો બાંધવો.

૧૩૦૭ ટંકણખાર વાટીને ઝખમ પર દબાવી દેવાથી તુરત લોહી વહેતું બંધ થાય છે તથા રૂઝ પણ આવે છે.

૧૩૦૮ રૂમીમસ્તકીનું ચૂર્ણ ઝખમ પર દબાવવાથી વહેતું લોહી બંધ થાય તથા રૂઝ આવે.

## નાડીવ્રણ, નાસૂર, ચાંદાં, ઘારાં વગેરે હઠીલા જૂના સડાના ઈલાજો

૧૩૦૯ ફુલાવેલ ફટકડીનું ચૂર્ણ ભરવાથી જૂનો સડો સાફ થઈ રૂઝ આવવા માંડે છે. કોઈ ઉકાળાથી સાફ કરી ઈલાજ કરવાથી ઝટ ફાયદો થાય.

૧૩૧૦ કાંગસીનાં પાનનું ચૂર્ણ ભરવાથી જૂના સડેલા વ્રણો સારા થાય.

૧૩૧૧ તૂરિયાનાં લીલાં પાન વાટીને ઝખમ પર બાંધવાથી ગુમડાના ઝખમને મટાડે.

૧૩૧૨ કીંદરૂ વાટીને છાંટવાથી જૂના વ્રણો મટે.

૧૩૧૩ માયફળ બાળીને તેની ઝીણી વાટેલી રાખથી પણ જૂના સડા સાફ થાય. લીમડાના ગરમ ઉકાળાથી ધોઈને પછી દવા ભરવી.

૧૩૧૪ હળદરનું ચૂર્ણ મહુડાના રસમાં ભીંજાવી તેમાં વાટ બનાવી ભીંજાવી લઈ નાડીવ્રણની નાળમાં રોજ સાફ કરી મૂકતા રહેવાથી નાડીવ્રણ જરૂર મટી જાય.

૧૩૧૫ એવી જ રીતે ફુલાવેલ ફટકડીના ચૂર્ણને મધ મેળવી વાટ ભીંજાવી મૂકવાથી નાડીવ્રણ મટે.

૧૩૧૬ મરેલા ઘોડાના ડાબલાની ભસ્મ બનાવી, પહેલાં અળસીનું તેલ લગાડી ઉપર ભસ્મ દબાવી દેવી. નાડીવ્રણ, ઘારાં વગેરે મટી જાય. પહેલાં ગરમ ઉકાળાથી સાફ કરવું.

૧૩૧૭ ઘોડાના ડાબલાની ભસ્મ દહીંમાં મેળવી લગાડવી પણ ફાયદાકારક છે.

### મસ તથા આંટણના ઈલાજો

૧૩૧૮ ફટકડી પાણીમાં ઘસીને લગાડવી.

૧૩૧૯ બકરીની લીંડી પાણી નાખી વાટી લેપ કરતા રહેવાથી મસ ખરી જાય.

૧૩૨૦ આંટણને ત્રોફી તેલીઓ ટંકણ લીંબુના રસ સાથે લગાડવો. મસા પર પણ લગાડવાથી ખરી જાય.

૧૩૨૧ ગુગળનો લેપ કરવાથી મસ ખરી જાય.

૧૩૨૨ બાવચી સરકામાં વાટી લગાડે તો મસ મટી જાય.

૧૩૨૩ કચૂરો, આંબાહળદર, સિંધાલુણ, સમભાગે ચૂર્ણ કરી પાણી નાખી લસોટી લેપ કરતા રહેવાથી તથા લુગદી બાંધવાથી મસ તથા હરસના મસા પણ મટે.

૧૩૨૪ તલ બકરીના દૂધમાં લસોટી બાંધવાથી મસા મટે.

૧૩૨૫ સરસીયા તેલમાં કળીચૂનો મેળવી લગાવવાથી.મસા તથા આંટણ મટે.

૧૩૨૬ અરીઠાનો મગજ દૂધમાં વાટી લેપ કરવાથી મસ મટે.

### રક્તશુદ્ધિ, ચાંદી, કંઠમાળ, રક્તપિત્તના અજબ ઈલાજો

૧૩૨૭ હરણખુરીનો પાવડર માસા સાત,બે તોલા પડસલીયાના અષ્ટમાંશ કાઢા સાથે રોજ સવારે બે થી છ માસા

પીવાથી ચાંદી, વિસ્ફોટક, લોહીબગાડ, રક્તપિત્ત, કંડમાળ કેન્સરમાં પણ ફાયદો થઈ જાય.

૧૩૨૮ ચણાની ફોતરી તોલા ૧૦ નું ચૂર્ણ એંશી તોલા પાણીમાં રાત્રે ભીંજાવી, ચોળી, મસળી, ગાળીને સવારે પી જવું. ૫૦ દિવસ આ પ્રયોગ કરવો. કંડમાળ, રક્તપિત્ત, લોહીબગાડમાં ફાયદો કરનાર છે.

૧૩૨૯ ઈંગોરીયાના ઝાડની છાલનું ચૂર્ણ તોલો ૦॥ રોજ સવારે પાણી સાથે ખાવું તથા ખોરાકમાં મીઠું (નિમક) તથા ખટાશ તથા ભારે ચીજો બંધ કરવી. જેથી ચાર અઠવાડિયામાં ઉપરના રોગોમાં ફાયદો પહોંચાડે. આરામ આપે.

૧૩૩૦ લીમડાના કોઈ કોઈ ઝાડમાંથી ટપકતો એક જાતનો રસ જો મળે તો, ઉપરોક્ત રોગોમાં શરીરે માલિશ કરવાથી આરામ થઈ જાય છે.

૧૩૩૧ મેંદીના ઝાડના મૂળનો તાજો કકડો તોલો ૧ રાત્રે ૧ કપ પાણીમાં ભીંજાવી રાખી સવારે તે પાણી પીવાથી રક્તશુદ્ધિ થાય. પાણીમાં સવારે સાકર નાખી પીવું. કકડો કચરીને ભીંજાવવો. ૪૦ દિવસ આ પ્રયોગ કરવો.

૧૩૩૨ સરસડાનાં પાન તોલા બે અને બે માસા કાળાં મરી સાથે વાટી પાણી સાથે મેળવી રોજ સવારે ૪૦ દિવસ સુધી પીવાથી ઉપરોક્ત રોગો મટે.

૧૩૩૩ ગધેડાનો તાજો પિશાબ રોજ સવારે મટે ત્યાં સુધી તોલો બે તોલા જેટલો પીવાનું ચાલુ રાખવાથી ઉપરોક્ત રોગો મટે છે. બીનનુકશાનકારક આ ઈલાજ ગરીબો માટે આશીર્વાદરૂપ નીવડશે.

૧૩૩૪ કાંકચના પાનને પાણી નાખી વાટી તેનો એક પ્યાલો ભરી નીચોવીને રસ કાઢી રોજ સવારે આરામ થાય. ત્યાં સુધી પીવાનું ચાલુ રાખવાથી શરીરમાં છિદ્રો પડ્યાં હોય તેવા વિસ્ફોટક રોગોમાં આરામ થાય ૪૦ દિવસ તો ઈલાજ જરૂર કરવો જોઈએ. ખોરાકમાં ઘઉં કે ચણાની મીઠા વગરની રોટલી ખૂબ ઘી સાથે ખાવી.

કાચો પારો ખાવાથી થયેલા દોષનું નિવારણ

૧૩૩૫ કાગદી લીંબુનાં પાન વાટી એકવીસ દિવસ સુધી તેનો રસ ત્રણચાર તોલા પ્રમાણે સવારમાં પીવાથી પારદના દોષો શમે.

કંઠમાળનો લેપ

૧૩૩૬ કોથમીરના રસ સાથે જવનો લોટ મેળવી લગાડવાથી ફાયદો થાય. પીલુનાં પાન ઊંટના મૂત્ર સાથે વાટી, લસોટી લેપ કરવાથી કંઠમાળા મટે.

૧૩૩૭ બાવળનાં પાન વાટી લેપ કરવાથી કંઠમાળા મટે.

૧૩૩૮ ઉપરના લેપ સવારસાંજ બે વખત ત્રણ દિવસ સુધી કરીને પછી ધંતૂરાનાં પાન થોડુંક મીઠું નાખી વાટી

લસોટી તેનો ત્રણચાર દિવસ સવારે તથા સાંજે બે વખત લેપ કરવો. જેથી આરામ થશે.

### રસોળી

૧૩૩૯ ધંતૂરાનાં પાન મીઠું નાખી વાટીને લેપ કરવાનું ચાલુ રાખવાથી રસોળી મટે છે.

૧૩૪૦ શણનાં બીજ પાણી સાથે લસોટી લેપ કરતા રહેવાથી પણ રસોળી મટે છે.

### વજન વધારનાર પુષ્ટિપ્રયોગો

૧૩૪૧ પાંચ છ દાણા બદામ સવારે ખૂબ ખૂબ ઝીણી ચાવી ચાવીને ખાવી. પછી દૂધ પીવું. બાદ ભૂખ લાગે ત્યારે જમવું. છ માસ આ પ્રયોગ કરવો.

૧૩૪૨ રાત્રે થોડાક પાણીમાં ઠળિયા કાઢી ભીંજાવી રાખેલ ખજૂરની દસ બાર પેશી સવારે ખૂબ ઝીણી ચાવીને શાંતિથી ખાવી તથા ઉપર ભીંજવેલ ખજૂરનું પાણી પી થોડું ગરમ દૂધ પણ પીવું. ભૂખ લાગે ત્યારે જ જમવું. લાંબો ટાઇમ ચાલુ રાખવાથી વજન જરૂર વધે.

૧૩૪૩ દૂધ સાથે ઉકાળેલાં અંજીર ખાવાથી તથા તે દૂધ પીવાથી પણ શરીરમાં લોહી વધે છે.

૧૩૪૪ દૂધ અને કેળાંનું સમજપૂર્વક સેવન કરવાથી વજન વધે છે.

૧૩૪૫ ઉપરના ઈલાજો સવારે થોડો વ્યાયામ કરીને અથવા એકાદ માઈલ ચાલીને પછી કરવાથી વિશેષ ફલદાયી બને છે.

૧૩૪૬ સવારે તથા રાત્રે સૂતી વખતે દૂધમાં ઘી નાખી ગરમ કરી પીવાથી વજન વધે. કબજિયાતવાળાને ખાસ માફક આવશે.

વજન ઘટાડનાર ઈલાજો

૧૩૪૭ માખણ, મલાઈ, ઘી તથા ચરબીકારક પદાર્થો ઓછા કરીને તથા પ્રમાણસર ભોજન કરીને રાત્રે સૂતી વખતે સરકા સાથે સમુદ્રફીણનું સૂક્ષ્મ ચૂર્ણ લસોટી એકરસ કરી શરીરે મર્દન કરવું અને સવારે નાહી લેવું. જેથી શરીર પાતળું થવા માંડે છે.

૧૩૪૮ તરવાની કસરત શરીરને સુડોળ બનાવે તથા ભારે શરીરને હલકું બનાવે છે. ખોરાક દબાવીને નહિ ખાવો જોઈએ.

૧૩૪૯ સારી રીતે ધોયેલી શુદ્ધ લાખ બેઆનીભાર જેટલી સવારે ખાલી પેટે સરકા સાથે લેવાથી વજન ઘટે. સ્ત્રીઓ આ ઈલાજ અજમાવે નહિ.

૧૩૫૦ ચંદ્રસ બેઆનીભારથી ૦। તોલા જેટલો વાટી સરકા સાથે સવારે ખાલી પેટે લઈ ઉપર પાણી પીવાથી વજન ઘટે. ૪૦ દિવસ સુધી આ ઈલાજ કરવો.

૧૩૫૧ સવારે ખાલી પેટે ૦। તોલો શેકેલા જીરાનું ચૂર્ણ

પાણી સાથે લેવાનું ચાલુ રાખવાથી વજન વધે નહિ, ઘટે ખરૂં.

૧૩૫૨ રોજ રાત્રે હીમજની ફાકી મારવાથી વજન પ્રમાણસર રહે તથા સર્વ પ્રકારે આરોગ્ય સુધરે. સાથે મેદકારક ખોરાક છોડી દેવાથી વજન ઘટે પણ ખરૂં.

લોહી વધારનાર–વાજીકરણ–શક્તિપ્રદ પ્રયોગ

૧૩૫૩ ગાજરનો રસ શેર ૨, ગોળ, ચણકબાબ, ધાવડીનાં ફૂલ અને તજ, તેમાં ગોળ શેર ૨, ચણકબાબ શેર ૧, ધાવડીનાં ફૂલ શેર ૨ અને તજ શેર ૦॥ લઈ ખાંડી કચરી રીઢા માટલામાં ભરી પછી તેમાં પાણી રેડવું. તથા મોઢું ઢાંકીને બરાબર બાંધી જમીનમાં ઊંડો ખાડો ખોદી ૪૦ દિવસ દાટી મૂકવું. પછી કાઢીને ગાળી લેવું. તથા બાટલા ભરી રાખવા. રોજ સવારસાંજ એક એક તોલો સેવન કરવું. પુરૂષત્વ વધે. લોહીની વૃદ્ધિ થઈ શક્તિ, સ્ફૂર્તિ આવે.

જીર્ણ પ્રમેહ, ધાતુક્ષીણતા, મગજની નબળાઈ, અશક્તિ, દૃષ્ટિદોષ વગેરે માટે

૧૩૫૪ પીળાં હરડાંની છાલ, બહેડાંની છાલ તથા આમળાં દરેક એક એક તોલો, શંખાવળી અને ખાખરાનાં ફૂલ ત્રણ ત્રણ તોલા, તથા સાકર તોલા ૧૦ લઈ ખાંડી, ચાળી ચૂર્ણ કરી બાટલી ભરવી. સવારે તથા રાત્રે સૂતી વખતે ૦॥ થી ૧ તોલા સુધી પાણી સાથે સેવન કરવું. જેથી જૂનો પ્રમેહ તથા તેની સર્વ

ક્રિયાદો તથા ધાતુની પાતા નટીને વીર્યવૃદ્ધિ તથા ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત થાય છે. મગજ સુધરે, યાદશક્તિ વધે

## ધાતુપુષ્ટિ-જીર્ણ પ્રમેહ, અશક્તિનો ઇલાજ

૧૩૫૫ સફેદ મૂસળી, કાળી મૂસળી, તાલીમખાના, આસન, દરેક બે બે તોલા તથા સાકર આ૦ તોલા લઈ તેનું ચૂર્ણ કરવુ તથા ગાયના પાશેર દૂધ સાથે રોજ સવારસાંજ બેઆનીભારથી ૦૧ તોલા પ્રમાણે સેવન કરવુ તથા ભૂખ લાગે ત્યારે દવા તથા દૂધ પચી ગયા પછી જમવુ ગરમ ખોરાક ખાવો નહિ જેથી પ્રમેહાદિ વિકારો મટી જઈ ધાતુપુષ્ટિ થાય અને શક્તિ આવે

## પ્રમેહશાંતિ માટે ઇન્દ્રી જુલાબ

૧૩૫૬ ફુલાવેલ ફટકડી તથા રાખરૂ સમભાગે વાટી સુક્ષ્મ ચૂર્ણ કરવુ. તથા તેમાથી બેબેઆનીભાર દિવસમા ત્રણ વખત પાશેર ગાયના દૂધ તથા પાશેર પાણી સાથે મેળવી પીવુ તથા વચ્ચે વચ્ચે પણ દૂધ-પાણીનુ મિશ્રણ પીવુ અદર થોડી સાકર નાખી શકાય ખોરાકમા મીઠા વગરની રોટલી અને ઘી, દૂધ લેવા તીવ્ર પીડાકારી નવા પ્રમેહમા સારો આરામ આપે ઠંડક થાય આરામ થયા પછી ઉપરોક્ત ધાતુપુષ્ટિના ઉપાય કરવા જેથી પ્રમેહરોગનો નાશ થશે

જુલાબ માટે સ્વાદીષ્ટ ચટણી!

૧૩૫૭ મીંઢી તોલા ૮ તથા એલચી તોલો ૧ તથા સિંધવ તોલા બેનું ખાંડી ચૂર્ણ કરવું પછી તેમાં કાળી દ્રાક્ષ તોલા ૫, તથા ગુલકંદ તોલા ૪, તથા મધ તોલા ૫, ઉમેરી પથ્થર પર અથવા ખરલમાં લસોટી લઈ બાટલી ભરી મોઢું બાંધી રાખવું તથા જરૂર પડયે ૧ થી ૨ તોલા ચાટીને ઉપર ગરમ પાણી અથવા ગરમ ચા પીવી. પેટ સાફ આવશે તથા જુલાબ પણ થશે.

ફેફસાંના ક્ષયરોગ માટે ઉકાળો

૧૩૫૮ ગળો તોલા ૨, અરડૂસીનાં પાન તોલો ૧ ખાંડી, રાત્રે એક રતલ પાણીમાં કલાઈવાળા વાસણમાં ભીંજાવી રાખવું. સવારે ઢાંકયા વગર ધીમે તાપે ઉકાળતાં અરધો પોણો કપ પાણી રહે ત્યારે ગાળી નીચોવી તેમાં બે ત્રણ ચપટી પીપર નાખી ઠંડું થયા બાદ થોડું મધ નાખીને હલાવી પી જવું. લાંબો વખત આ ઉપાય ચાલુ રાખવો. સારો ફાયદો કરનાર છે.

નિમક સુલેમાની, ઉદરરોગો માટે

૧૩૫૯ શુદ્ધ નવસાર, શુદ્ધ સુરોખાર, ફુલાવેલ ટંકણખાર, સંચળ, સિંધવ, કાળાંમરી, લીંડીપીપર, મીંઢી હરડાની છાલ, સૂંઠ, વરિયાળી અને જીરૂં દરેક એક એક તોલો. લઈ ખાંડીને ચૂર્ણ કરી રાખવું પછી તેમાં છ તોલા

લીંબુનાં ફૂલ અને ત્રણ તોલા પીપરમીન્ટ ક્રીસ્ટલ લઈ એઉને વાટી ઉપરના ખાંડેલા ચૂર્ણમાં મેળવી દેવાં. પછી એક માટીના વાસણમાં ભરી ઢાંકણું બંધ કરી તેના પર મજબૂત કપડમાટી કરી સુકાવી લેવું અને ચારે બાજુથી તથા ઉપર નીચે સારી પેઠે બરાબર છાણાંથી ઢાંકી દઈ સળગાવી દેવું. ઠંડુ થયા બાદ કાઢી ફરીથી ખરલ કરી પેક બાટલીમાં ભરી મૂકવું. અને ચારથી ૭ રતી પ્રમાણે દિવસમાં બે વખત પાણી સાથે સેવન કરવું. ઉદરરોગ, શૂળ, દુખાવો, મંદાગ્નિ વગેરે દરદો મટે. ભૂખ લાગે, પાચનક્રિયા સુધરે ગેસ–વાયુ દૂર થાય.

કાળું દંતમંજન

૧૩૬૦ વિલાયતી કોલસા તોલા ૧૦, કાળાં મરી તોલો ૦ા, ફુલાવેલ ફટકડી તોલો ૧, પીપરમીંટ ક્રીસ્ટલ વાલ ૨, પીપરમીંટ ક્રીસ્ટલ સિવાયની ચીજો ખાંડી વસ્ત્રગાળ કરી ખરલમાં ઘુંટી પછી પીપરમીંટ ક્રીસ્ટલ વાટી, ઘુંટી બરાબર મેળવી બાટલીમાં ભરી બૂચ મારવો. દાંતને આંગળી વડે ઘસવાથી સાફ, સુંદર અને મજબૂત બનાવે છે. તથા દાંતની પીડા, પેઢાંનો સોજો, વગેરે ફરિયાદો દૂર કરે છે.

આંખને માટે અજબ ઈલાજો

૧૩૬૧ ધંતૂરાનો રસ કાઢી કાનમાં નાખવાથી આંખની રતાશ મટે છે.

૧૩૬૨ લીમડાના રસનાં ટીપાં કાનમાં પાડવાથી આંખનો દુખાવો મટે.

દાદર, દરાજ

૧૩૬૩ આમલ સારો ગંધક, ફુલાવેલ ટંકણ અને સફેદ ખાંડ સમભાગે વાટી મેળવી, જાડા કપડાથી દાદર ઘસીને ઉપર લેપ કરવાથી દાદર મટે.

દાંતને દાડમકળી બનાવો!

૧૩૬૪ પીંપળાની લાખ અને શીંગરફ રૂમી એઉને અલગ અલગ વાટી ચૂર્ણ કરી લ્યો. જરૂર વખતે પહેલાં લીંબુના રસ સાથે મેળવી લાખ દાંત પર બરાબર ઘસીને પછી તે જ મુજબ લીંબુના રસ સાથે મેળવી શીંગરફનું ચૂર્ણ પણ દાંતો પર ઘસી લેવાથી દાંત દાડમની કળીઓ જેવા લાલરંગના બની જશે. પછીથી કોગળા કરી મોઢું સાફ કરી લેવું.

દાંતને કાળા રંગવા છે?

૧૩૬૫ કેટલાક પ્રાંતોમાં સ્ત્રીઓ દાંતને રંગી કાળા બનાવરાવે છે. તે માટે નીચેનો ઉપાય છેઃ—

ઘૂંટી ભરી લેવું. દાંતે લગાડવાથી દાંતના સર્વ રોગો મટાડે તથા દાંતને કાળો રંગ આપે.

**આંખને સુંદરતા તથા ઠંડક આપનાર કાળો સુરમો**

૧૩૬૬ કાળો સુરમો બન્તરમાંથી લાવી ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને લીમડાના તાજા પાનના રસની ભાવના આપી ખૂબ ખૂબ ઘૂંટીને સુકાવી લેવું. આવી બે ત્રણ ભાવના આપી સુકાવ્યા પછી પણ રજ સમાન સૂક્ષ્મ થાય તથા આંખમાં ખરખરે નહિ તેવું બારીક પીસી બાટલી ભરવી. આંખમાં આજવાથી ઠંડક તથા ફાયદો કરે.






## ડોકટરો હાર્યા ત્યારે માજીનો નુસ્ખો કામ લાગ્યો.

### એક સત્યઘટના

[મુંબઈ સમાચાર તારીખ ૧૮-૯-૬૩ના અંકમાંથી]

મહુવા, તા. ૧૭મી સપ્ટેમ્બર.

હડકવાનો ભોગ બનેલા એક માણસની સારવાર કરવામાં અહીંના ડોકટરોએ હાથ ધોઇ નાખ્યા ત્યારે તે માણસના જ કુટુંબના એક ઘરડા માજીના ઘરગથ્થુ ઉપચારની ચમત્કારીક અસરથી તે માણસ મોતના મોંમાંથી ઉગરી ગયો હોવાનો એક બનાવ અહીંથી નજીકના લોંગડી ગામે બન્યો હતો. આ બનાવની વિગત એવી છે કે, મહુવા તાલુકાના લોંગડી ગામના કોળી હમીર અરજણ નામના એક માણસની તબીયત અચાનક ખૂબ જ બગડી જતાં તેને મહુવા ખાતેની સુધરાઇ સંચાલીત હોસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યો હતો. હોસ્પિતાલના ડોકટરે તેને તપાસીને તેને હડકવા ઉપડ્યો હોવાનો અભિપ્રાય આપ્યો હતો અને જણાવ્યું હતું કે, આ માણસ ત્રણ દિવસથી વધુ જીવે તેવી આશા નથી હોસ્પિતાલમાં થોડી સારવાર આપ્યા બાદ હમીર અરજણને તેના ગામ પાછો લઇ જવામાં આવ્યો હતો. ડોકટરના અભિપ્રાય મુજબ ઘરના બધા માણસોએ હવે હમીરના જીવવાની આશા છોડી દીધી હતી અને ચિંતાગ્રસ્ત બન્યા હતા પરંતુ અનુભવોથી ઘડાએલા આ કુટુંબના ૭૫ વર્ષની વયના એક ઘરડા માજી એમ હિંમત હારી જાય તેમ ન હતા. તેમને એકાએક એક ઉપાય સુઝ્યો અને ઘરના બધાને તે ગમી ગયો. માજીના કહ્યા મુજબ ચોખાની શીંગ જેવા દેખાવનો ઠાંડલીયો થોર લાવી તેને રાડાના તાપમાં ગરમ કરી તેમાંથી પાંચેક તોલા જેટલો રસ કાઢવામાં આવ્યો ત્યાર પછી દર્દીને જાડી રશીથી બાંધીને તેને થોરનો આ રસ અને સાથે વાટકો દહીં પાવામાં આવ્યું અને કામ ચમત્કાર થયો હોય તેમ દર્દીનાં દર્દમાં બે ત્રણ કલાકમાં ફેર પડવા માંડ્યો. પાંચ કલાક બાદ ફરી આજ પ્રયોગ અજમાવવામાં આવ્યો અને મરણ પથારીમાં પડેલા દર્દીને લગભગ તદન આરામ થઇ ગયો. આ પછી આ પ્રયોગ બંધ કરીને તેને માત્ર દહીં પર જ રાખવમાં આવ્યો હતો. આ બનાવની જાણ થતાં હવે મહુવા સુધરાઇ તરફથી આ દવા અંગે સંશોધન કરવામાં આવનાર છે અને સરકારને પણ આ બાબતની માહિતિ આપવામાં આવશે.

